# મહાત્મા મંચુ મદારીના

## — મહાન પરાક્રમો.



ચવનાર: મોજુ ટી. નરીમાન. (નેરીચાંસંગ).





આ પુસ્તકમાં પ્રસિધ્ધ થયેલી વાર્તાઓ, વાર્તાઓના નામો, ખેતાબો, પાત્રો, કવિતાઓ, બેતબાજીઓ અને ચિત્રો કલ્પિતજ છે. કોઇ જીવન્ત વ્યક્તિ ઉપરથી ઉપજાવી કાઢેલા નથી.







આ પુસ્તક "જામે જમશેદ" પ્રીન્ટીંગ પ્રેસ, મેંગલોર સ્ટ્રીટ, કોટ, મુંબઇમાં મી० એ. બી. દુબાશે છાપ્યું છે, અને મી० મીનુ હોરમસજી નરીમાને મરીન વીલા, વુડ હાઉસ રોડ, કોલાબા, મુંબઇમાં પ્રગટ કીધું છે.

# મહાત્મા મંચુ મદારીના
# મહાન પરાક્રમનો
## એક "બરડસ–આઇ–વ્યુ."

——૦:❀:૦——

જો પરભુ ભગવાન (એ નામનો કોઇ આ દુન્યાનો માણસ નહીં પણ પરભુ ભગવાન એટલે ખોદાયજી) મને પુછે કે–"કેમરે અલ્યા વાડયાના જહાંગીર, તારે આવતા ભવમાં દુન્યામાં શું થવુંછ?" તો હું એટલુંજ કહું કે—"હે ખુદા! તું મને કંઇબી બનાવજે–પણ આવતા ભવમાં મને એક રમુજી લેખક ના બનાવતો કે પેરડી લખનારો ના બનાવતો!"

તમે પુછશો કે—"કાંય, કાંય, કંઇ ઓછું પડયુંછ કે શું?" તો તમેજ જોવની કે રમુજી લખાણ કરવાનો મારો અભખરો જરાક કાંસીકુંસીને પાર પાડયો, કે બીજા કેટલાક ર વગરના અને કેટલાક ર સાથના રમુજી લેખકો પોતાના પુસ્તકના દીબાચા બસ ખાઇપીને મારી પાસેજ લખાવવા બહાર પડયા. કેટલાકોને તો મેં તરેહવાર અસ્તમ પસ્તમ સમજાવીને ઉડાવ્યા, પણ ભાઇ મીનુ હો. નરીમાન જેવા એક ચંચલ, ચાલાક, ચબરાક કોમીડી લેખકે જ્યારે પોતાની તરફથી બહાર પાડવાના એક બેહદ રમુજી પુસ્તક, "મહાત્મા મંચુ મદારીના મહાન પરાક્રમો" ના લખાણના પ્રુફોનો ઢગલો વાંચી જવા માટે મારી ઉપર મોકલ્યો, ત્યારે સાચ્ચું કહુંછ–ખાલી નાકે જીભ શું કામ લગાડું–એ રમુજી લખાણોમાંનો ટચકો, રમુજ, ટકોર, લેહકો અને વળી સાથે સાથે તેમાંની ફેંકાફેંકીની શાએરીથી મને એટલી બધી તો ગમ્મત ઉપજી છે કે એ જવાન ઉધરતા લેખક બીરાદર મીનુ નરીમાનને ઉત્તેજન આપવા માટેજ તેવણના

આ નાનકડાં પુસ્તકનો થોડોક દીબાચો લખવાની તેવણની અરજ કબુલ રાખવા સીવાય મારી પાસે કાંઇબી છુટકો નહીં હતો.

અંગ્રેજ કવી ગ્રે બરાબર લખી ગયો છે કે—

Full many a gem of purest ray serene
The dark unfathomed caves of ocean bear;
Full many a flower is born to blush unseen,
And waste its sweetness on the desert air.

તેમ આપણી નાનકડી પારસી કોમમાં એવા સંખ્યાબંધ જવાન લેખકો મોજુદ છે, કે જેઓને જો ઘટતું અને વખતસર ઉત્તેજન આપવામાં આવે તો તેઓ "પારસી મારક ટવેન" ના એલકાબને તદન લાયક નીવડી શકે, પણ અફસોસ કે જયારે અમેરીકા અને પુરવના મુલકો પોતાના દેશના લેખકોને ઉત્તેજન આપી પોતાના સાહીત્યને વધુ તવંગર બનાવવાની કાળજી રાખે છે, ત્યારે અહીં આપણી તરફ એક ઉઘરતા લેખકને ઉત્તેજન આપવાનું તો બાજુએ રહયું, પણ તેની વીરૂધ જેમ ફાવે તેમ ટીકા કરી તેને તોડી પાડવા ઘણાઓ તૈયાર થશે. આથીજ ભાઇ મીનુ નરીમાન જેવા એક અતી ઉલ્લતમંદ, ઉતસાહી અને ભવીષ્યમાં એક સારા હાસ્યજનક લેખક થઇ પડવાની દરેક આશા આપનારા ઉઘરતા લેખકને ઉત્તેજન આપવાના ઇરાદાથી મેં તેવણના આ પુસ્તક, "મહાત્મા મંચુ મદારીના મહાન પરાક્રમો" નો દીબાચો લખી આપવાને ખુશીથી એકબોલે કબુલ કરયું છે.

જીંદગી અનેક તરેહના સંકટોથી ભરેલી હોય છે, તો જે પણ થોડી પળો હસી લેવાની મળે તે ગુમાવવી જોઇતી નથી. રમુજ એ ખુદાઇ બક્ષેસ છે, અને ઘણા દુઃખ્યાઓને તે એક રામબાણ ઓસડ જેવી પુરવાર થાય છે, તો પછી રમુજી લખાણો વાંચવા, તથા રમુજી લેખ લખનારાઓને ઉત્તેજન આપવું, એ આપણી સૌથી પેહલી ફરજ છે, એમ મારૂં માનવું છે.

જવાન ભાઇ મીનુ નરીમાને પોતાની "મેડન નોવેલ"ના પ્રુફો નોટ–પેડ બુક પોસ્ટથી જ્યારે મારી ઉપર વાચવા મોકલ્યા ત્યારે સાચ્ચુ માનજો કે એ ઘડી હું વીચારમાં પડી ગયો. હાથમાં પ્રુફો એક ક્રીટીકની નજરે વાંચીને મેં આ જવાન ભાઇની કલમને ખરાં જીગરથી વખાણી છે. આ પુસ્તકમાં આવતા અનેક બનાવો અને વીર મંચેરશાહ મદારીનાં લડાઇનાં મેદાનમાંનાં છબરડાઓ વખતે કોઇ વાર મુછમાં, તો કોઇ વાર દાંત કચકચાવીને, તો કોઇ વાર મોટેથી હું ખડખડાત હસી પડયો છું. એ ભાઇની કલમમાંજ રમુજ છે, એ ભાઇનાં લોહીમાંજ બસ રમુજ અને રમુજ દોડે છે, તે તમો પોતે વાંચશો, ત્યારે મારા બોલવાનાંને તમો ટેકો આપશો.

આ જવાન લેખક ભાઇ મીનુની કલમમાં ઝમક છે, તેમાંથી રમુજનાં ઝરાઓ વહે છે, અને વખત જતાં પારસી કોમમાં મરહુમ 'ગુલફામ'ની જગ્યા કોઇ દીવસે એ ભાઇ રાખે તો હું તેમાં લેશ માત્ર પણ અજબ થઇશ નહીં. સાધારણ રીતે નવા લેખકોને જોઇએ તેવું ઉત્તેજન મલતું નથી, પણ વખતસર જો તેઓને "લીફ્ટ" આપવામાં આવે છે તો ભવીષ્યમાં તેઓ ઘણાં ઝલકી નીકલે છે. ભાઇ મીનુએ છાપાનાં અધીપતીઓનાં હથોડા હેઠલ ટીપાઇને બાહેર પડવાની અગાઉ સ્વતંત્રપણે આ ચોપડી બાહેર પાડી છે, જે વખાણને પાત્ર છે.

આ પુસ્તકનાં ખેંચાણમાં ખાસ ઓર વધારો કરે એવાં તેનાં બેહદ ગમ્મતી પીકચરો છે, ખરેજ વાર્તાનાં બનાવોને તદ્દન બંધ બેસ્તાં થઇ પડે એવાં પીકચરો આરટીસ્ત પાસે તૈયાર કરાવી તે ઘટતાં રમુજી લેખો સાથ પ્રગટ કરી પારસી કોમીડી સાહીસમાં ભાઇ મીનુ નરીમાને પોતાનાં આ "મહાત્મા મંચુ મદારીનાં મહાન પ્રરાક્રમો"થી સારો અને વખાણવા લાયક વધારો કરયો છે.

પારસી કોલોકવીએલ ભાશાની ઝમકમાં તો ભાઇ મીનુ નરીમાનની કલમ કમાલ કરી રહી છે. પારસી મમઇ બપઇની બોલી સાથે તાસા ફેશનની ઝમાનદરાજી અને એક બાજુ જ્યાં કટલેહામનો સોદો રંગ સંગ્રામમાં ચાલતો હોય ત્યાં બીજી બાજુ

વીર મંચેરશાહની કમાનડીંગ ઓફીસરો સાથની ધુમ હસાવનારી લહેરી દમદાટીઓથી હસીને હજી તો જરા પરવારયે કે મંગુસ્તાનના પારસી શહેનશાહના પ્રાક્રમો અને બહેસ્તની મુસાફરીના અહેવાલ એટલા બધા તો ગમ્મતી રીતે રજુ થાય છે કે આ પુસ્તક એકવાર વાચવાનું શરૂ કરયા પછી બીજું ગમે તેવુંબી કામકાજ કે રોકાણ પડતી મુકીને તે આગળ ને આગળ વાંચતાજ જવાનું મન થાય છે.

આજે જ્યારે આપણી દરરોજની જીંદગીમાં મજાહના કરતાં ખટરાટ વધુ છે—મોજના કરતાં ખટપટો ઘણી છે—તેવા વખતમાં ભાઇ મીનુ નરીમાનનું આ પુસ્તક હાથ ધરી તે વાંચવા માંડતાજ બધી જંજાલ ખટપટ દુર થઇ જવા સાથ નીરદોશ રમુજ અને સ્વચ્છ નીખાલેસ ગમ્મતમાં ફકત કુટુંબોના વડાઓનાજ નહી પણ કુટુંબના દરેક સભાસદનો વખત પસાર કરવાનું એક ઘણું બોહળુ સાધણ આ પુસ્તક પુરૂં પાડે છે. અને આશા અને ઉમેદ છે કે સમજુ અને કદરદાન પારસી આલમ ભાઇ મીનુ નરીમાનની આ કોમીડી પુસ્તક પ્રગટ કરવાની પેહલી કોશેશને જે લાયક આવકાર આપશે તેથી ઉત્તેજન પકડીને એ ચંચલ અને ઉલ્લતમંદ જવાન પોતાની કલમને કોમીક સાહીત્યના મયદાનમાં દપટાવતા રેહશે, અને આપણને આવાજ ગમ્મતના ગોહરો પુરા પાડતા રહેશે! આમીન!

જહાંગીર ર. વાડયા
(મંચુ કાવારાણો.)

જે. જે. હોસ્પીટલ,
ભાયખલા રોડ,
મુંબઇ, તા૦ ૧૮ મી ડીસેમ્બર ૧૯૩૬.

# મુજ તરફના બે બોલ.

શુક્ર તે પાક પરવરદેગારના કે મારી લાંબા વખતની એક મુરાદ હતી, તેમજ મારા દોસ્તો તથા ખેરખાહો મને અવારનવાર દખાણુ કરતા હતા કે મારે મારા થોડાંક લખાણો એક ચોપડી રૂપે પ્રગટ કરવાં. એ મારા મીત્રોના આગ્રહને માન આપી આ મારૂં નાનકડું પુસ્તક તમો મહેરબાન વાંચકો આગલ રજુ કરતાં મને બેહદ ખુશાળી ઉપજે છે.

જ્યારથી હું નાનો હતો ત્યારથીજ મને નાટકો અને સીનેમા જોવાનો તથા જાતજાતની નોવેલો વાંચવાનો અત્યંત શોખ હતો, અને આજ કેટલુંક થયું આપણી કોમના બલવાન જાણીતા રોજીંદા છાપાઓ, "જામે-જમશેદ" તથા "સાંજ-વર્તમાન (પતેતી અંક)" તેમજ જાણીતા માસીક મેગેઝીનો "ગપ-સપ," "નવરાસ" વગેરે વગેરેમાં જુદા જુદા તખલ્લુસો, જેવા કે 'નેરીયોસંગ,' 'મંચુ મદારી' વગેરે વગેરે હેઠલ હું ચાલુ લખાણો કરતો આવ્યો છું, અને આ તક મલવે, મારા કેટલાંક લખાણો તમો મહેરબાનો આગલ પુસ્તકના આકારમાં મુકવાની તમારી રજા લઉં છું.

મારે અત્રે પેહલેથીજ ખુલાસો કરવો જોઇએ કે હું કાંઇ રમુજનો રાજા, યા તો કે ખાં નથી, પણ આ મારા પુસ્તકમાં છપાયલાં લખાણો મારી નાકેશ શકતી મુજબ ચીતરી કાઢેલા છે, જેવાં કે 'મુંબઇથી મીનોઇ જેહાંન,' 'ધી લાસ્ટ ડેઝ ઓફ મહાત્મા મંચેરશાહ ઓફ ફણસવાડી' વગેરે. એ લખાણો બીલકુલ કલ્પીત છે, તેમજ કેંકાફેંકીથી ભરેલા છે. હું કાંઇ એક અનુભવી નોવેલીસ્ટ નથી અને એક નોવેલીસ્ટ તરીકે આ મારી પેહલી અને કાચ્ચી કોશેશ છે. હું ખાત્રીથી માનું છું કે એ મારા લખાણોમાં બેશક ભુલભાલ તથા ખામીઓ હોશેજ તેથીજ તમારી ઉદાર દીલની છુટછાટની આશામાં હું તમારી સામે આ પરીણામ મેલવાની હીંમત કરૂં છું.

આ મારૂં નાનકડું પુસ્તક મારા એક ભલા, લાયકીવાલા, માયાલુ, મરહુમ મીત્રને અર્પણ કરવાના ઠરાવ ઉપર હું આવ્યો છું. એમેચ્યુર નાટકકારો અને નાટકનવેશોના ધર્મપીતા જેવા લેખાતા બાહોશ નોવેલીસ્ટ, ડ્રામાટીસ્ટ તથા જરનાલીસ્ટ અને કોમના પ્યારા ખેરખાહ મરહુમ શેઠ ફીરોઝશાહ જેહાંગીર મરઝબાન (પીજામ), એમ. એ., સી. આઇ. ઇ., જે. પી. ને આ મારી પેહલી કોશેશ, "મહાત્મા મંચુ મદારીના મહાન પરાક્રમો" એ મારા મરહુમ મીત્રના મારી તરફના અત્યંત ચાહ અને ઉત્તેજનના બદલામાં એક અદના ફીધાણી તરીકે મોટા માન અને અહેશાન સાથ અર્પણ કરૂં છું.

આ ચોપડી હું આજે બાહર પાડવાને સામર્થવાન થયો છું, તેને માટે મારા થોડાક દીલસોઝ મીત્રો તરફથી મલેલી મદદને હું આભારી છું, અને તેમાં ખાસ કરીને રમુજી અઠવાડીક તથા જાણીતાં વીકલી, "કાતરીયું ગેપ" ના માયાળુ અધીપતી મી૦ એ. બી. એરફાનીએ પોતાના કીંમતી વખતના ભોગે મને આ પુસ્તક પ્રગટ કરવામાં ઘણી ઉપયોગી સુચનાઓ કીધી છે, તે માટે એ ભલા ભાઇનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

છેવટે હું આશા રાખું છું કે આ મારૂં પહેલું પુસ્તક વાંચક વર્ગમાં પસંદગી પામશે, અને આ મારા પહેલા અખતરામાં મને જો સહેજબી ઉત્તેજન મલશે તો કદાપી ખુદાની મેહરથી હું બીજાં કાંઇક વધુ સંગીન લખાણો સાથે તમારી સામે ઉભો રેહવાની કોશેશ કરશ.

લા૦ દુઆગો,

**મીનુ હોરમસજી નરીમાન,**

લેખક તથા પ્રકાશક.

'મરીન વીલા,'
વુડહાઉસ રોડ,
કોલાબા,
મુંબઇ, તા૦ ૨૩ મી ડીસેમ્બર ૧૯૩૫.

# સાંકળ્યું.

પાનું.





પ્રાકરમ પેહલું.

# વીર મંચેરશાહ મદારી જંગનાં મેદાનમાં.



મંચુ મદારી.

---

## "જોશી માહારાજે બનાવેલી જનમોત્રી માટે શું શું કહયું હતું?

ધુમ-ધુમ-ધુમ-૨૧ તોપના બાદશાહી માન સાથે આપણો માનવંત સેવક, મંચેરશાહ મદારી ઉર્ફે મંચુ મદારી પેહલવાન (એમ. એફ. બી. યુ.) મેત્રીક ફેલ થઅમે યુનીવર્સીટી બાહેર પડયો. પણ, ખચ્ચીત કોઇપણ શખ્સ મને પુછવાની સરકશી કરશે કે "મોટા બાવા, આનો અર્થ શું?"

તો આ તકનો લાભ લઇ મારે જાહેરમાં ખુલાસો કરવો જોઇયે કે, આપણા મરહુમ શહેનશાહ પાંચમાં જ્યોર્જના બાવાજી મરહુમ કીંગ એડવર્ડ, જ્યારે આપણી હીંદુસ્તાન ભુમી ઉપર પહેલવહેલો પગ મુકયો ત્યારે, રીવાજ મુજબના ૨૧ તોપના બાદશાહી માન પ્રમાણે પહેલી તોપ ફુટતાંની સાથ સેવક બાહેર

પડયો, એટલે કે સેવકનો જન્મ થયો હતો, જે વખતે ત્યાં હાજર રહેલા, જાણીતા ને માનીતા જોતીષ મહારાજ, ધી લેટ જોતીષ દુલભચંદ પોકલચંદે મારી જન્મોત્રી બનાવી હતી કે, "આ બખ્તાવર દીવસે જન્મ લેનાર માણુસ ઘણો ભાગ્યશાળી નીવડશે, અને રાજાનાં જેવાં કામો કરશે. કુંડલીનું લગન મીથુન લગન હોવાથી શરીરનું વર્ણ ગોરૂં હોશે અને પ્રકરતી સુશીલ તથા મન ચંચલ રહેશે. ચોથા સ્થાનનો માલીક સુખ સ્થાનમાં છે, તેથી માતાશ્રીનું સુખ રહેશે, પણ કમનસીબે માતુશ્રી તથા પીતાશ્રી ઘણી નાની ઉંમરે ખોઇ બેસશે. લગભગ ૩૬ વરસની ઉંમરે કોઇ વીધવા બાઇ સાથે લગન થશે, અને લગભગ સંતતી (બાલકો) સત્તર થવાનો સંભવ છે, તેમાંથી ફકત ૧૨ બાલકો આખર ટાઇમ સુધી રહેશે. વીદયા ઘણી થોડી લેશે, ણુ અક્કલમાં બડો ઓથમીર નીકલશે, અને જાતે જીદદી હોવાથી મનમાં આવ્યું તે કરશે. ૧૯૧૨ થી ગુરૂની માહ દશામાં અંતર દશા રાહુની ચાલશે, જે લગભગ ૮ વરસ રહેશે, જે અરસામાં શત્રુઓ થશે, પણુ તે લોકનો આયંદે નાશ થશે. નસીબમાં એક દરયાની મુસાફરી તથા એક મહાન લડાઇ લખાયલી છે, જેમાં ઘણું કરીને ભાગ લેવો પડશે, પણુ દેહને કંઇપણુ નુકસાન થશે નહીં, અને જેટલો હીંમતથી આગલ વધશે તેટલોજ બહાદુરીથી પાછળ હઠશે–હાક થુ, વીગેરે—

બીરાદરો મારા! જેટલું આ કાણા જોતીષ મહારાજે મારા તપકામાં લખ્યું હતું તેટલું આયંદે બોલબોલ ખરૂં પડયું, જે માટે એ કાણા જોતીષનો હું કચરાના ટોપલા ભરીને આભાર માનું છું, અને તેને બીનોઇ જહાનનું સહુથી ઉત્તમમાં ઉત્તમ સુખ ઇચ્છું છું. આપરે તો બા પેલા કહે તેમ ફકટ ૧૦ વરસની નાની ઉંમરે માયજી બાવાજી ગુજરી જવાથી નીરાધાર (ઓરફન) થઇ ચુકેલા, અને ભોગ જોગે તે લોકો ગોદરેજની તીજોરી પસાથી છલોછલ ભરી મુકી જવાને બદલે તદન બોતમલેસ મુકી, માયા લગારી, જુદઇ કરી, સેવક, માસ્તર મંચેરશાહને રવરતો રઝરતો કરી ગુપચુપ બેહસ્તની મુસાફરીએ નીકલી પડયા; પણ સારૂં થયું કે મારા મરહુમ મંમા ડીઅરના બંનેવી, ધી લેટ એરવદ માકુજી માસાના વીધવા, એટલે મારાં માયના બેહન,

હમબઇ માસીજીને કંઇ પણ છોકરાં નહીં થયલાં હોવાથી મને પોતાનો પાલક દીકરો કરી લીધો, અને તે દીવસથી મેં મારૂં નામ બદલીને મીસ્તર મંચેરશાહ હમબઇજી મદારી ઉર્ફે મંચેરશાહ અવારી રાખ્યું. સેવક જાતે ઘણો ચંચલ હતો, પણ નાનપણથીજ ગીલ્લીદાંડા ને લખોટા રમવાનો અતીશય શોખ ધરાવતો હોવાથી જેમ તેમ; ઠાંસી ઠુંસી ગુજરાતી પાંચમી ચોપડી અને ઇંગ્રેજી બે ચોપડી ભારડી શીખીભણીને પરવારી ગયો, અને મારા ડીઅર માસીજીનો બધે ઘણો લાગવગ હોવાથી જેમ તેમ મને મુંબઇની જનરલ પોસ્ટ ઓફીસમાં માસીક ચારસો એંસી આનાને પગારે ઠેસવી દીધો, જે માટે, રોજ રાતના, પતેત ભણતી વખતે, મારાં બેહસ્ત મુકામ પામેલા સગાંઓનાં નામ લેતી વખતે હમબઇ માસીનુંબી નામ સાથે સાથે લેવાને ચુકતો નહીં. આવી મારી કફોડી હાલત જોઇ, રોજ સુતાં ને ઉઠતાં, ખાતાં ને પીતાં, દાતન કરતાં ને દાઢી બોરતાં મનમાં બલાપો કરતો કે અત્યારે જો બુદ્દાચોર રહેવાને બદલે શીખ્યો, ભણ્યો હોતે તો કોઇ બેંકનો મેનેજર નહીં તો કે કાઉન્સીલનો માજી પ્રેસીડંટ કાંય નહીં થઇ બેસતે? હવે તો બાપુ આવતા ભવ માટે સ્વપ્નના જોઇએ તેજ તો! પણ મહેરબાનો—ગમે તે હોય તો પણ મારે કબુલ કરવું જોઇએ કે, જો કે મારો પગાર માત્ર ત્રીસ રૂપીઆનો હતો, છતાં હું ઘણો અમન ચમનમાં રહેતો હતો, કારણ કે મારા વાહલાં એકપુરાં માસી, તેબી વરી વીધવા, ખુદા એવણને સલામત રાખે, પાસે ફુસમુટયાં સારા જેવાં હતાં, જેની કુમક ઉપર સેવક વટ કરતો હતો, કારણ કે માસી-માયે મને પોતાનો દીકરો કરી લીધો હતો, અને તેવણ ખાપરી જવા બાદ, ચાહરમને દાહરથી તેવણનો ખરો હકદાર વારસ આપણો સેવક મંચેરશાહ હતો, તો પછી કોણના બાપની દીવાળી?

શું સેવકના વટની વાત કરૂં? સહવારે કામ ધંધે સીધારૂં ત્યારે પણ,રેશમી અંગ્રેજી સુટ, નેકટાઇ કાલર, હાથમાં સફેદ ગ્લવસ ને માથે પોલો હેટ, એવા રૂઆબ સાથ નકરો જાણે ગોવેના ગવરનર જેવો દેખાતો. અને આવો મારો રૂઆબ જોઇ મારી સાથે કામ કરતા

બીજા માણસોબી અંદર અંદર ગુસ ગુસ કરતા કે "બાવાજાનની મહીની દીવસે માત્ર ત્રીસ રૂપરડીની કમાણી ને તે ઉપર આટલો રોપસોપ ને રૂબાબ ક્યાંથી કરતો હોશે!" કોઇ સગુંવાહલું તો વારસો બારસો આપી નથી ગયું કે? નહીં તો કે બેહસ્તીએ કોઇના ખીસાં તો કાતરયા નહીં હોય કે? એબી બનવા જોગ છે, કારણ કે મંચેરશાહજી મદારી લોકનાં ખીસાં કાતરવામાં ઘણાં પ્રવીણ હતા, અને તેના બદલામાં એક બે વખત મેથીપાકબી સારી રીતે જમેલા—એટલે હવે થોડે બોલવે ઘણું સમજી લેવું.

હવે જાણે બંદો લગભગ ત્રીસ વરસની ભરજવાનીમાં આવેલો હોવાથી માસીજીને ચટપટ થવાથી મને કહેવા લાગ્યાં કે "હરવાયા મૂંચા, હવે તો તું જી ભરૂં દાહરેવારેનો, દાહડી મુછવાલો માટીડો થયોચ માટે જલદીથી પરણી જા કે મારા જીવને કરાર થાય."

અસ્તો કાંઇ જવાબ આપું તે પહેલાં તો માસીએ મારો હાથ પકડી, જાણે મારી પાયદસ્તની જાહેરખબર છાપામાં આપવા જતાં હોય તેમ "લાલ વાવટા" ની ઓફીસમાં ગયાં, અને એડીટરના ઓરડામાં ઘુસી જઇ બોલ્યાં "મારો બાપ કરૂં જોની બા. મારા દીકરા મંચેર-શાહની શાદીની જાહેરખબર, તારા પેલાં લાલમલાલ છાપામાં આપ-વાની છે, વાસ્તે જરા આય મારા બુચાના ફોટા સાથે, જરા તારી રીત પ્રમાણે બે ચાર સારી જેવી લીટીઓ લખી, કોઇ ધપી ગયું હોય તેની ખબરની કોલમની બાજુમાં છાપજે મરૂં, કે બધાનું બરોબર ધ્યાન ખેંચાય, ને મારા દીકરાનું ચોકઠું ગોઠવાઇ જાય."

## આરીએજ મારકેટ મધી મંચેરશાહ—ફારસી લોકાચી અસાજ ગોશ્તી!

મને તો સ્વપ્ને પણ ખ્યાલ નહીં કે માસી ડીઅરે મારો ફોટો પણ છાપામાં આપેલો, કારણ કે બીજે દીવસે સહવારના જેવો હું ઓફીસમાં કામે લાગ્યો કે તુરત મારી સાથે કામ કરતો એક તાનીયો કલર્ક નામે શંકરરાવ પટપટે, હાથમાં "લાલ વાવટા" ની કોપી લાવી મારી સામે મુકતાં બોલ્યો, "આરી ત્યાનચી! મંચેરશાહ

સઉથી સરસ રેફ્રીજરેટર ખરીદવું હોય.........

તો "ફ્રીજીડેર" છે.......



બીજાં કોઇપણ રેફ્રીજરેટર કરતાં દોઢ મીલીયન નંગનું વધારે વેચાણ.

—⋄—

સુના. ધી બોમ્બે ગેરેજ, જબલપુર.

અમદાવાદ. ચોપાટી—મુંબઇ. નાગપુર.

બાપા, એ છાપા મદી તુમચા ફોટો બગીતલા કાય ? આઇચી શપટ, અતાં તુમી મન્જે મારીએજ મારકીટ મદી હાય નાય! એ ફારસી લોકોચા અસાજ ગોશતી હાય, બરા કાય ?"

હું તો બા મારો ફોટો છાપામાં જોઇ ખાતોબત મારી ગયો, અને ઘરે જઈ માસીજી સાથ, ફાઇટમફાઇટ કરવા મંડી ગયો, પણ મુવાં ડોસાંએ તો ગરબડસરબડ કરી મને બોલતો મુંગો કરી મુકયો, અને પછી મારે માટે આવેલાં બધી બુચીમાયોનાં કાજેમાંથી એક કોઇ ખુબસુરત દહીતરાં જેવી બાઇનો ફોટો જોતાંની સાથ, સેવક તો તદ્દન લટ્ટુજી થઇ ગયા, અને તે બાઇ સાથે ચાર ચોખા છંટાવાબી તૈયાર થયા, પણ માસી પાસે એ બાઇ માટે વધુ પુછ–પરછ કરતાં માલમ પડયું કે એ બાઇનું નામ સુનામાય શાપુરજી કાટપીટયા હતું, અને બેહસ્તન તો દેખું વીધવા હતાં, અને રીતમાં દોડયાં લાવવાને બદલે ફકટ ૧૧ પોરયાંની આખી ક્રીકેટ ઇલેવન લાવનાર હતાં. મેં તો બા, એબી કબુલ કીધું, કારણ કે, મેં જોયું કે, અવારનવાર જો કોઇ પસરી પરી 'કવેડરેંગ્યુલર મેચ ભવીષમાં રમનાર નથી એમ, સુકડી દાટી કરે, તો તે વખતે આય 'મંચુ મદારીસ ઇલેવન' કામ આવે, એમ ધારી પરણવા તૈયાર થયા, અને પંદર દીવસમાં તો સેવકના તે વીધવા બાઇ સાથે 'આલબ્લેસ બાગ'માં ધામધુમથી લગન થયાં, અને બે વરસમાં તો સેવકની વસ્તીવારીમાં વધારો થયો અને ૧૧ ના ૧૭ પોર્યા થયા," પણ સારે નસીબે તેમાંનાં બે જોડ છોકરાં આંય દુન્યાની રોશની જોય તે પેહલાં જીઓ કરી ગયાં, અને બે ઉપરચું થવાથી ત્રણને સસની થવાથી અને એકને બદહજમી થવાથી બીચારાં ખાપરી ગયાં, અને હવે માત્ર સત્તરમાંથી ફકકટ ૧૧ રહયાં તે સાથે મારી માસીજીને હીસાબે ને જોખમે મારો ગરીબડો સંસાર ચલાવતો હતો.

## ઓફીસમાં ચટાપટ થઇ બેશુધ બનાવી દેનારૂં હીંદી સરકારનું કાગળ.

એક દીવસે સ્હવારનાં નાસ્તો ખાતાં પેપર હાથમાં લઇ જરા પાયદસ્તની કોલમ ઉપર નજર કરતાં, એક મોટાં મથાલાં

સાથ છપાયલી ખબર ઉપર મારૂં ધ્યાન ખેચાયું કે, 'જરમનીએ યુરપ સાથ અચકુચ જાહેર કીધેલી લડાઇ' આ સાંભળતાંની સાથ માસીજી મોટેથી બોલી ઉઠયાં, "મરે મંચા એ છાપાવાલાએ, આજના ચાંદ રાતના જેવા સારા સપોરમે દીવસે આવા મોતના સમાચાર કાંય છાપ્યા હોશે? કોણ જાણે એ મુવા જરમનો એમ બકરાં મેંઢાની કાણી કાંય કપાવા માંગતા હોશે? મરે બધું બજાર હાથ તો મોંઘુ દાત થઇ જશે, વાસ્તે બાવા મરી જાઉં મંચા, જરા તારી આફીસમાં જતાં જતાં પેલા આપરા કન્યા 'શીવજી' ને કેહેતો જા કે હમણાં ને હમણાં ચાર, પાંચ વરસ ચાલે તેટલાં ચોખા, દાર, ઘી, ખાન, તીતોરી, વીગેરે, જરૂર મોકલી આપે."

"વારૂં માસીજી, જેવો તમારો હુકમ." એમ કહી સેવકે ત્યાંથી આફીસ તરફ ચાલું મુક્યું, અને જેવો મારી બેઠક ઉપર બેસું, તેવીજ મારી નજર ટેબલ ઉપર પડેલા એક સીલ કાગળ ઉપર પડી. તુરત મેં કાગલ ખોલી નીચે પ્રમાણે વાંચ્યું:—

To,

Munchershah Madari, Esqr., (M. F. B. U.)
Bombay.

Your services urgently required on battle field at any moment. So be prepared.

(Sd.) Col. X, (C. D. O.)

By order of the Government of India.

મંચેરશાહ મદારી, એસક્વાયર, (એમ. એફ. બી. યુ.)
મુંબઇ.

રણસંગ્રામ ઉપર તમારી સેવાઓની કોઇબી પળે તાકીદની જરૂર છે. તેથી તૈયાર રહેજો.

(સહી) કરનલ એક્ષ. (સી. ડી. ઓ.)

હીંદી સરકારના હોકમથી.

આય મોતના સમાચાર વાંચતાંની સાથ આપણો માનવંત સેવક જીવતો ને જીવતો ખુરસીમાં ફસડાઇ પડયો, અને સાથે મારી આફીસના બે તાતીયા કલાર્કો માસ્તર શંકરરાવ ખટખટે અને રામરાવ પટપટે, કે જે લોકોનેબી મારી માફક કાગલના ચીથરાં મલેલાં હોવાથી બીચારા એકાએક બેસુધ થઇ જમીન ઉપર ચતાપાત પટકાઇ પડયા. અમારી આવી હાલત જોઇ બીજા આફીસના માણસોને દયા આવવાથી અમોને દીલાસો દેવાને આવ્યા, અને પછી અસલ સુધ્ધીમા આવવાથી અમોએ ફીકકે મોઢે તથા રડમસ ચહેરે અમારા ઘરનો રસ્તો લીધો. રસ્તામાં જીવને ઠંડો પાડવા તથા દીલમાં ગરમી લાવવા એક ઇરાનીની દુકાનમાં ઘુસ્યા અને સીંગલ કપ ચાહ પીવા બેઠા, અને કેવી રીતે લાગતાવળગતાઓ ઉપર લાગવગ લગાડી, લડાઇનાં મેદાનમાથી હીંમતથી બેઠી મારવી, તે ઉપર વિચાર કરવા લાગયા, અને આખરે ઠરાવ કીધો કે, જરા પણ વખત નહીં ગુમાવતાં બનતી ઉતાવલે મારે બંગલે સાથે મળી કાંઇપણ તરકીબ શોધી કાઢવી.

સેવક તો ઘરે જતાંની સાથ એક મોટા સોફા કોચ ઉપર, કપાલે હાથ દઇ, જાણે કેવી એક મોટી આફત આવી પડી હોય તેમ ડચકાં ખાઇ, પોકેપોક રડવા મંડી ગયો, જેની સાથ મારાં માસીજી તથા મારી હાથની ઘરતી, એટલે મારી ઘણીઆણી સુના, તેમજ મારી પેલી ક્રીકેટ ઇલેવને (છોકરાં) સાથે સાથે રડવામાં મદદ કીધી, અને જયારે મારાં માસી ડીયરથી આ દેખાવ નહીં જોવાયો, ત્યારે કગલી કગલીને મારા પર શું આફત આવી પડેલી તેનો ખુલાસો કરવાને મને ઘણા કાલાવાલા કીધા, અને અંતે ન છુટકે મેં પેલું ચીથરૂં ખીસામાંથી કાઢી તે લોકો આગલ ડચકાં ખાતાં બોખરે અવાજે વાંચી સંભલાવ્યું કે, તુરત હમબઇ માસી તથા મારી મીસીસે, જાને બંદો, એકાએક હૃદય બંધ પડવાથી ગુજરી ગયો હોય તેમ છાટીઓ કુટી રૂદન કરવા માંડયું, તે એટલી હદ સુધી કે આજુબાજુના પાડોસીઓ તથા રહેવાસીઓ, કંઇ કુટુંબમાં માઠો બનાવ બન્યો હોશે એમ ધારી અમારા ઘરમાં ઉતાવલે દોડી આવ્યાં, અને આ બધી રડારોળ શા માટે હતી તે જાણ્યા વગર સાથે સાથે છાતીઓ તથા કપાળો કુટી ગોઘ્યાઇ

કરી મુક્યું. અને જરા આજુબાજુ નજર કરૂં છું તેટલાં તો પેલા કમબખ્તો શંકરરાવ ખટખટે અને રામરાવ પટપટે પોતાના ખેશ કુટુંબ યાને બચ્ચાંકચ્ચાં ( Happy family ) સાથે ત્યાં આવી પોંહચ્યાં અને તેઓએબી સાથે રડીતતરીને ધુમરાણ કરી મુક્યું. '

એકાએક પેલો અંદુસ શંકરરાવ, મારા હમબઇ માસી તરફ ધસી ગયો અને ડોસાંને વલગી પડી ધસાધસ રડી પડતાં બોલ્યો,—

"આઇ માજી આઇ,
પાયાં પડું માજી બાઇ,
અતાં સાંગું તરી કાઇ,
ડબ્બા ઉડલા માજી આઇ."

બીચારાં માસીજી તો આય પેલા તાત્યા આરી ત્યાનચીનો ફારસ જોઇ હપતાઇ ગયાં, અને કંઇ સમજ નહીં પડવાથી અને ઇસારત કરી અસતમપસતમમાં પુછ્યું, "મસમરે મસમંચા, એ બીસમચારો તાસમાત્યો એમ રસમરેજ કાંય? કંઇ સસમમજ પડે?"

મેંબી ડોસાંને અસતમપસતમમાં જવાબ આપ્યો "અરે માસીજી એ બીસમચારોબી સુંસમ કરે? એનેબી માસમરી માસમફક લડાઇમાં જસમવાનો હુસમુકમ થયોજ, સમમમજ્યાં કે?"

માસીમાયને દયા આવવાથી શંકરરાવનો બરડો પસવારતાં બાલ્યાં, "નોરે મરૂં, એમ જરાજરામાં આસીબાયલાની કાની રડી શાનું પડવાનું? એ તો દીકરા, દેશની સેવા બજાવવા ખાતર આપરો જીવ પણ આપવા હંમેશ તૈયાર રહેવું જોઇયે. એમ તો મારો એકપુરો દીકરો મંચોબી લડાઇમાં જસેની?" અને અસ્તો માસી કંઇ બોલે તે અગાઉ શંકરરાવની મીસીસ ગંગાબાઇ માસીજીને મજબુત રીતે વલગી પડી આંખપાણી કરતાં બોલી, "આરી માજી પારસણ આઇ, અતાં તુમી મટારી જાલી, અસી વાઇટ ગોસ્તી કસાલા કરતી? અસા માજા નવરા લડાઇચા મેદાન મદી મીરૂન જાયલ, તવાં માજી કાંય દસા હોયાચી, તે તુલા માહીત હાય કાય?"

"અરે માય તેમાં તે નવું તેં શું કહ્યું? તું રંડાસે અને પછી ભલેને નાતરૂં કરજે. એમ તો તમારા તાલ્યા લોકમાં જીવતાં જીવત ત્રણ, ત્રણ, નવરા કરેછ તેનું શું? અને મારો બીચારો મંચોબી રંડાસે તેનું કેમ?" માસીએ જવાબ આપ્યો.

મારી હેતવંતી એકપુરી વીધવા ધણીયાણી સુના ઉર્ફે મીસીસ મંચેરશાહ મદારી કેહવા લાગી કે, "જોવરે મંચેરજી, તમે એમ માયા લગારી, લડાઇમાં જવા તો નીકલ્યાછ, પણ તે અગાઉ તમારી બૈરી તથા બચ્ચાંઓનો કંઇ વીચાર કીધો કે? તમારૂં રૂંવાન તો જંગના મેદાનમાં મજેનું નીરાંતે ઉંઘાસે, પણ અમારી શું દસા થશે તેનો કંઇ ખ્યાલ કીધો કે? તમારે લડાઇમાં મરવા જવું હોય તો બેલાસક જજો, પણ તે પહેલાં અમારો કંઇ બંદોબસ્ત કરીને જી ભરૂં સીધારજો."

કોણ જાણે, આંય મારા ઘરમાં થતી ગડબડનો લાભ લઇ કોઇ મારા હેટના કટકાએ, જાણે મારા ઘરમાં આગે દેખાવ દીધો હોય એ મુજબ ખબર આપવાથી દસેક બુંબાઓ, થોડા પોલીસના ભોસ્યાઓ તથા લોકોનું એક મોટું ટોળું મારા ઘરની આગલ એકઠું થયું, અને પેલા કમજાત બુંબાવાલાઓએ તો આંખ વીચીને મારાં ઘર ઉપર પાણીનો મારો ચલાવ્યો, અને જોતજોતામાં આખું ઘર પાણીથી છલોછલ ભરાઇ ગયું, અને આખરે મેં અગાસીપર ધસી જઇ થુઇ! થુઇ! કરીને બુમ પાડી ત્યારે તે કંગાળોએ પાણી સીપવાનું માંડી વાલ્યું, અને સમજાવી પટાવી, બાવા ભઇ કરીને તે લોકને, તથા પેલા પીલી પાગરીઓને હાથમાં પાંચ, પાંચ, ખીલાફ્ટ નોટો સેરવી ત્યાંથી વીદાય કીધા, જે બાદ રામરાવ, શંકરરાવ અને હું કરીને, મારા બેડરૂમમાં ગયા, અને મારા ધોલ્યા ઉપર પલાંઠો મારી, લડાઇમાંથી કેમ લગુ થવું તે માટે કંઇ યુકતી શોધવા લાગ્યા. સેવકે એક ઉપાય સુચવ્યો કે હમો ત્રણે સાથે મળી ઘટતે ઠેકાણે એક Petition મોકલી તે લોકનો આગલો ઠરાવ ફેરવવાને અરજી કરવી, અને આ મારા ઠરાવને રામરાવ તથા શંકરરાવે પોતા તરફથી મજબુતમાં મજબુત ટેકો આપ્યો, અને તુરત અમો નીચે પ્રમાણે એક Petition લખવા મંડી ગયાં:—

# PETITION.

To,

The District Commanding Officer,

District Headquarters,

Havama.

Most Respected Sir,

We, the three undersigned gentlemen, your most obedient servants, slaves, etc., etc., the highly respectable citizens of our Motherland, India, are in direct receipt of your urgent call to be presenet in person on the battle-field, for which, we are most highly indebted to your very most sporting, kind, impartial, charming Excellency, but, with very big, big tears in our very wet tearful eyes, we humbly and sorrowfully request your graceful self to be very kind, sympathetic and gentle to our dejected almost broken-hearted, nevertheless breathless souls, and to change your precious mind at this critical juncture, by stopping us from going to the warfield, because by inquiry you will come to know at oncely that we are twice or thrice married man, that is to say quite openly and frankly, that we have many wives and too many babies, alias children, and with such high all-round

qualifications in such a matrimonial position, it is absolutely impossible for any person in our present condition, to sacrific his dear life, for his beloved Father-land. If you will take our critical situation into deep consideration, you will come to immediate quick understanding, that we are the real main pillars of our dejected families! Therefore, Sir, we once more pray you to re-consider our difficult position with great emotion and by taking immediate pity on us, you will send to war other unmarried bachelors, so to say quite worthless creatures, from our post-office, and doing so, for one time oblige us. Moreover, by taking into deep consideration after very deep meditation all these positions, as stated in our petition, we beg to draw your sharp attention without any hesitation, exaggeration, manipulation, multiplication, substraction or addition, that if we die fighting bravely on the battle-field, ours will be a great loss not only to our nation, but to our relations, family, etc. Thanking you again, again and once again, in anticipation for putting you in such an awkward position in connection with re-consideration of our petition, and hoping your Mem Saheb, yourself, kiddies and all at home are in the very best of health. With best

of respects and regards to your gracious self and many salams to the children. Cheerio.

We beg to remain,
Sir,

Your most obedient servants,
Vir Munchershah Madari,
Shankar Rao Khatkhate
and Ram Rao Patpate.

P. S.—Kindly forward one copy to His Majesty the King Emperor and try, and send us an early reply as possible.

Your humble Subjects.

ઉપલી અરજીનો ગુજરાતી તરજુમો નીચે મુજબ છે:—

અરજી.

ડીસ્ત્રીક્ટ કમાનડીંગ ઓફીસર,
ડીસ્ત્રીક્ટ હેડકવોરટરસ,
હવામાં.

માનવંતા સાહેબ,

અમો, હેઠળ સહી કરનારા ત્રણ ગ્રહસ્થો, તમારા ઘણાજ તાબેદાર નોકરો, ગોલામો, વગેરે આપણી માતૃભુમી હીંદુસ્તાનના ઘણાજ માનવંત શહેરીઓને, રણસંગ્રામ ઉપર જાતે હાજર રહેવાનું તમારૂં તાકીદનું ફરમાન સીધ્ધી રીતે મળયું છે, જે માટે અમો તમો ઘણાજ સૌથી વધુ સ્પોરટીંગ, માયાળુ, અપક્ષપાત, દીલપઝીર, નામદારના ઘણાજ મોટા આભારી થયા છીએ, પણ અમારી ઘણીજ ભીણી આંસુવાલી આંખોમાં ઘણાં મોટાં મોટાં આંસુઓ સાથે અમો તમો માનવંત નામદારને અમારા ઉદાસ, લગભગ તુટેલાં જીગરના,

તે છતાં દમ વગરના આતમાઓ તરફ ઘણા માયાલુ, દીલસોઝ અને નરમાશવાલા રહેવાને, અને લડાઇના મેદાનમાં અમોને જતાં અટકાવીને આ કટોકટના તબકકે તમારૂં કીંમતી મન ફેરવવાને અમો નાચીજ રીતે અને દલગીરીભરી રીતે અરજ કરયે છીએ, કારણ કે તપાસ કરવાથી તમો એકદમજ જાણવા પામશો કે અમે બે વખત અથવા ત્રણ વખત પરણેલા માણુસો છીએ, એટલે કે તદન ખુલ્લી રીતે અને ખુલ્લાં જીગરે કહેતાં કે અમારી ઘણી ઘણીયાણીઓ અને જોઇએ તે કરતાં ઘણાં વધારે બેબીઓ ઉરફે બાળકો છે, અને આવી એક લગનની સ્થીતીમાં આવી ઉંચી ચોમેરની લાયકાતો સાથ અમારી હાલની સ્થીતીમાંના કોઇબી માણસ માટે પોતાની વહાલી બાપીકી ભુમી માટે પોતાની વહાલી જીંદગીનો ભોગ આપવાનું તદનજ અશકય છે. જો તમો અમારી કટોકટની સ્થીતી ઉંડા વીચારમાં લેશો તો તમો તરતજ ઝડપી સમજણ ઉપર આવશો કે અમારા ઉદાસ કુટુંબોના અમો ખરેખરા મુખ્ય થાંભલાઓ છીએ! આથી સાહેબ, અમો એકવાર ફરીથી તમારી આગળ દુઆ ગુજારયે છીએ કે અમારી મુશકેલ સ્થીતીપર મોટી લાગણી સાથે વીચાર કરવો અને અમારી ઉપર તરતજ દયા કરીને તમો લડાઇપર બીજા નહીં પરણેલા કુંવારાઓ, જેઓ માટે એમ કહીશું કે તદન બીનકીમતના માણસોને અમારી પોસ્ટ ઓફીસમાંથી મોકલશો, અને તેમ કરીને એક વખત અમારી ઉપર ઉપકાર કરશો. વળી અમારી અરજીમાં જણાવવા મુજબ ઘણાજ ઉંડા વીચાર પછી આ સઘળી સ્થીતીઓ ઉંડા વીચારમાં લેવાથી અમો તમારૂં ઝડપી ધ્યાન કાંઇબી આનાકાની, સહરાઘાટ, ગઠલમઠલ, ગુણાકાર, બાદબાકી અથવા સરવાળા વગર ખેંચવાની રજા લઇયે છીએ કે જો અમો લડાઇના મેદાનમાં બહાદુરીથી લડતાં મરી જઇએ તો અમારી એક મોટી ખોટ એખલી અમારી પ્રજાનેજ નહીં પણ અમારાં સગાંવાહલાંઓ, કુટુંબ, વગેરે, વગેરેને પણ જશે. અમારી અરજી ઉપર ફરીથી વીચાર ચલાવવાના સંબંધમાં તમોને આવી એક કઢંગી સ્થીતીમાં મુકવા માટેની વકીમા તમારો પાછો, પાછો અને એકવાર પાછો આભાર માનતાં, અને તમારા નામદાર મહેરદાર, તમો પોતે, ભુલકાંઓ અને ઘર મધે સઘળાંઓ સૌથી સરસ તંદરો-

સ્તીમાં છે એવી આશા રાખતાં તમારા પોતાના નાચીજ માટે સૌથી સરસ પ્યાર અને હેત અને બાળકોને ઘણી સલામ સાથે ચીરીઓ.

અમો છીએ,

સાહેબ,

તમારા ઘણાજ તાબેદાર નોકરો

વીર મંચેરશાહ મદારી,

શંકરરાવ ખટખટે,

રામરાવ પટપટે.

તાજે કલમ—મહેરબાની કરીને એક નકલ નામદાર શહેનશાહ ઉપર મોકલજો અને બની શકે એટલી જલદીથી જવાબ મોકલવાની કોશેશ કરજો અને મોકલજો.

તમારી નાચીઝ રૈયતો.

આ અમારૂં અગત્યનું પીટીશન સીલ કરી ટપાલમાં માણસ પાસે નાખવા મોકલ્યું કે તુરત એક સરકારી નોકર મારે નામની કંઇ ચીઠી લઇ ત્યાં આવી પોંહચ્યો. ધ્રુજતે હાથે મેં તુરત ખોલીને નીચે પ્રમાણે વાંચ્યું—

To,

Vir Munchershah Madari, Esq.,

Bombay.

Sir,

You are ordered to be present on Parade-ground (Esplanade Maidan) every day, twice morning and evening from to-morrow. If you fail to carry out the orders, you will be sentenced to 5 years, rigorous imprisonmet, C class.

Yours for ever,

(Capt.) Bamnooji Boothachore (D.S.O.),

Commanding Officer.

ઉપલી ચીઠીનો ગુજરાતી તરજુમો નીચે મુજબ છે:—

વીર મંચેરશાહ મદારી, એસકવાયર,

મુંબઇ.

સાહેબ,

આવતી કાલથી દરરોજ બે વખત સવારે અને સાંજે પરેડ ગ્રાઉનડ (એસપલેનેડ મેદાન) ઉપર હાજર રહેવાનો તમોને હોકમ કરવામાં આવે છે. તમો જો આ હોકમ બજાવવાને નીશફળ નીવડશો તો તમોને પાંચ વરસના સખત કેદખાનાની સી કલાસ સજા કરવામાં આવશે.

હમેશ માટે તમારો,

(કેપટન) **બમનુજી બુકાચોર** (ડી. એસ. ઓ.),

કમાનડીંગ ઓફીસર.

જેવો હું વાંચી રહયો કે તુરત પેલા ભેજાં ફાટેલ શંકરરાવે કેપ્ટન બમનુજીને ચોપરવા માંડી, "આરી ત્યાંનચી! આઇચી સપટ! તે ફારસીચા મુલગા કપ્ટાન બમનુજી બુકાચોર તેનચા મન મદી કાય ખાન ખાતોશ!"

"આરી વોટરે વોટ! મંચેરશાહ દાદા, તુંમી તે કપ્ટાનલા લીવા કાય તુંમી માલા માઝા મોહલા મદી મીલા, આની તવાં મી તુમાલા બરોબર દાખવતો, આઇકલા કાય!" પેલા ચકરબતી રામરાવે ઉમેર્યું.

ચાલો બાપુ, સેવક તો મનમાં સમજી ગયો કે હવે બધું બફાઇને રંધાઇ ચુકયું, માટે અમો કપાળ કુટતાં ને પેલા કપ્ટાન બમનુજીને નામની પતેત ભણતાં એકમેકને મલી ભેટી, છુટા પડયા, અને દીલમાં અચાનક ઠંડી ભરાઇ આવવાથી ખાધા પીધા વગર ગોદરૂં ઓઢી ગુપચુપ સુઇ ગયો.

## એસપલેનેડના મેદાનમાં પરેડ ગ્રાઉનડપર વીર મંચેરશાહનાં પ્રાક્રમ.

સ્હવારના લેટવેર સુતેલો હોવાથી માસીજીને ચટપટ થવાથી મારા ઓરડામાં આવ્યાં, અને મારૂં માથું પસવારતાં બોલ્યાં, "જી ભરૂં મંચા, આજે એટલો અવારાવેર પોહરી કાંય રહયોછ મરૂં! આવા તબીયત તો થીક છેની! વેક, ઉઠીને દાતન મોંહ કરી જરા ગરમગરમ ચાહ પી કે જીવને હુશયારી આવે, સમજયો કે મરૂં!"

એકદમ ઉઠી ધસાધસ રડી પડતાં હું માસીને વલગી પડયો, અને મારા રડવાનો અવાજ સાંભલતાં મારી બૈરી કદાચ મારી તબીયત પાછી બગડી હોશે એમ ધારી, ગરમ પાણીની બેગ તથા રાઇનું પ્લાસ્તર લઇ દોડતી આવી, પણ ખચ્ચીત આણીગમ આપણા માનવંત વીર મંચેરશાહ મકોરી પેહલવાને, ઘણીકવાર સીનેમેતોગ્રાફમાં નજરેનજર લડાઇના દીલ પીગળાવનારા દેખાવો તથા ચોપડીઓમાં હેવાલો વાંચેલા હોવાથી, પેટમાં કુરકુરયાં છુટવા લાગ્યાં. જેમ તેમ હીમત પકડી, સેવક હવે ચોકસ લડાઇમાં જનાર હોવાને સબબે, રોજ સ્હવાર સાંજ ત્રેનીંગ માટે, પરેડ ઉપર હાજર રેહવાનો ઓર્ડર મળી ચુકેલો હોવાથી ડોસાંને વાકેફ કીધાં કે બીચારાં માસી ડીઅર, તુરત જાણે હજુ કંઇ એવણ પોતાના જાદુ મંતરથી મને લડાઇનાં મેદાનમાં જતાં રોકી શકે, એમ માની, કસ્તી કરી, મોટે મોટે પતેત ભણવા મંડી ગયાં.

એક ભુસ્કો મારી હું બીછાનામાંથી ઉઠયો, અને જેમ તેમ, કાંસીકુંસી, એક કપ ચાહ અને બે વાસી લીમજી બીસ્કીટ ખાઇ, "આરીસને કપડે એસ્કીટાઇટ થઇ પરેડ માટે 'એસ્પ્લેનેડ મેદાન' તરફ કુચ કીધી, અને મેદાનની લગભગ વચ્ચોવચ આસરે ૫૦૦ થી ૬૦૦ ગોરા લશ્કરી સીપાહઓ ઉભેલા દીઠા, અને જેવો એ લોકો નજદીક આવી ઉભો તેવીજ મારી નજર પેલા જાનવરો શંકરરાવ અને રામરાવ, કે જે લોકોને પણ મારી માફક આગલથી 'પરેડ ગ્રાઉન્ડ' ઉપર રોજ હાજર રહેવાને જુલાબ મળેલો હોવાથી, તે લોક પણ

ત્યાં રોજના આરીસનાં કપડે હાજર થયા. પેલો કપ્ટાન બમનુજી ચાર પાંચ ગોરા અમલદારો સાથે અમારી આગલ આવી ઉભો અને જાંબુર જેવા મોટા ડોલા કાઢી અમો તરફ જોવા લાગ્યો, અમે ત્યાં ને ત્યાં અમારા દીલમાંના સઘળાં કપડાં ઉતારી, અમારે માટે તૈયાર રાખેલા મીલીટરી કપડાં પહેરવાને હુકમ કીધો.

અમો લોકોને સઘળાંની વચ્ચે કપડાં બદલવાને બહુ શરમ શરમ લાગી, પણ ન છુટકે હુકમને તાબે થવા સીવાય બીજો કંઇ ઇલાજ નહીં રહેલો હોવાથી સેવકે પગમાંથી બુટ જેમ તેમ ખેંચી તાણી પહેરવા માંડયા, તેટલાં પેલો કપ્ટાન સાહેબ તપી જવાથી hurry up, hurry up કરીને બુમો પાડવા લાગ્યો, તેમ તેમ પેલા સપરચંદો શંકરરાવ અને રામરાવ ઠરઠર ધ્રુજવા લાગ્યા, કારણકે બીચારાઓએ બાપ જન્મમાં પાટલુન, બુટ, મોજાં, પેહરેલાં નહીં, તે કયાંથી આવડે!

વળી એક બે મીનીટ રહી પેલા કપ્ટાન બમનુજીએ પાછું quick, hurry up, કરીને બુમ પાડી કે પેલો તાત્યો શંકરરાવ છેરઇ પડયો, "આરી ત્યાંનચી, કાય હારીઅપ, હારીઅપ કરતોસ! કાય તુમચા દાદાચા લગ્ન મદી જાયચા, તરી અતી ગરબડ કસાલા કરતોસ? આપુન લોકા કપડાં પેહનતે તે તુંમી બગતોસ કાય નાંય? ગુપચુપ ખરા રાહવા!"

"Shut up! Hold your tongue at once or otherwise—" એક ગોરા અમલદારે મોટેથી તતરાવી નાંખ્યો.

સેવકે તો ગુપચુપ નીચી મુંડીએ કપડાં પેહરવા માંડયા, પણ આમ તેમ ફાંફાં મારવાથી પેલો ગોરો અમલદાર છેડાઇ પડયો, અને બે ત્રણ ગોરા સીપાઇઓને બોલાવી અમો લોકોને જલદીથી કપડાં પહેરાવવાનો હુકમ કીધો. એક જણે એક પગ અહીંથી ખેંચ્યો, તો બીજાએ બીજો પગ ત્યાંથી ખેંચ્યો, જયારે ત્રીજાએ, સેવકે જલદીથી કોટનાં બટન નહી પોયાં તેથી થંડે કલેજે એક પેટમાં કકરાવી અમો લોકને, ટુંકા ખાકી પાટલુન, મોજાં, રાઠોડી બુટ, ખાકી ખમીસ, ખાકી ટુંકો કોટ તથા માથે ખાકી સોલા હેટ પહેરાવી તૈયાર કરી પેલા બરેમીયા કપ્ટન બમનુજી બુઠ્ઠાચોર આગલ ઉભા કીધા,



**અને કકરાવીને પેટમાં એક મુકકી લગાવી કાઢી.**

અને સેવકે કોટનુ' એક બટન નહીં પોયલુ' હોવાથી છેર્જને એક ગરમાગરમ તમાચો ખે'ચી કાઢયો, પણ આય બાજુ પેલો નોસાકરો મદારીનો વીર ભ'ચેરશાહ હતો તે ક'ઇ ખાંડયો જાય!

તુરત સેવક પણ ઓંય ચઢાવી પેલા ખાઉકરકુ કપ્ટાન બમનુ-જીના દીલ ઉપર ધસ્તાં બોલ્યો, "મારા સાહેબ, એમ પારકા માણસને તમાચો મારતાં શરમ નહીં આવતી કે? મેં ક'ઇ તમારા બાવા કાકાનુ' લીધુ'છ ખાધુ'છ કે એમ તમાચો ખે'ચી કાઢયો! આવા મોટા ગધેરા જેવા થયા તો પણ સાવ બેવકુફ્જ રહી ગયા! મારા મોહલ્લામાં એકલા મલજો પછી હુ' તમોને બરોબર બતલાવસ, સમજ્યા કે?"

મામલો સાવ બીચડી ગયલો જોઇ રામરાવે વચમાં પડી મને જેમ તેમ ઠ'ડો પાડયો, અને અમો લોકને એક ગોરા અમલદારે આંવીને એક એક બ'દુક હાથમાં આપી કે તુરત મેં પેલા ચ'દુલી માજી કપ્ટાન બમનુજી બુઠ્ઠાચોર તરફ ટાકતાં કહયુ', "કેમ મોટા બાવા, હવે તમારા બાવાએ સુ'ઠ ખાધી હોય તો મારી સામે આવો!

જોઇએ તમારૂં તમતમતું ક્યાની લોહી? મારા સાહેબ હવે તમાચો ક્યાં નહીં મારવા આવતા? હીંમત નહીં હોય તો મૈર્યાંનીકાની ચીટલ પેહરી ઘરે કાંય નહીં બેસતા? તમો કોણ છેવ તે મને સારી રીતે ખબર છે.—

તમો કપ્ટાન બમનુજી છેવ, હું વીર મંચેરશાહ છેઉં.
તમો ટારઝન છેવ, હું એડી પોલો છેઉં.
તમો ભગરીયા છેવ, હું કકલીયો છેઉં.
તમો બાયલા છેવ, હું બાહદુર છેઉ.
તમો પારસી છેવ, હું ખુદ જરથોસ્તી છેઉ.'

એવામાં એકાએક મારા હાથમાંથી બંદુક સરી જઇ જમીન ઉપર એક મોટા ધડાકા સાથ પડી, પણ કપ્ટાન સાહેબનાં નસીબ સારાં કે અંદર કંઇ દારૂગોળો ભરેલો ન હતો, નહી તો અત્યારે તે પણ સાહેબ કયારના પેલા દુન્યામાં પોહચી ગયા હતે. કમબખ્ત બંદુક તો એટલી ભારી હતી કે કાંસીકુંસી જેમ તેમ મેં હાથમા પકડી, કારણ કે બાપ જનમમાંબી હાથમાં બંદુક પકડી હોય તો જાણુયેને?

અમો લોકને પેલી મુંબઇની માનીતી, નામીચી, લશકરી ટુકડી કે જે આખી દુન્યામાં 'ફ્રી બુટર્સ' ના નામથી જાણીતી હતી, તેની સાથ જોડવામાં આવ્યા. તે લગભગ ૫૦૦ લઠ, રાક્ષસી કદના ગોરા સીપાઇઓની બનેલી હતી, અને કારી ચામડીવાલાઓમાં તો રામરાવ, શંકરરાવ અને સેવક કરીને ફકત ત્રણ હીંદવાસી હતા. ત્રણે જણા તદ્દન જંગલમાંથી ઉઠી આવેલા ગાવડીં જાનવરો હતા, તેથી પેલા અનયંજોની માફક તદન છુટું હીંદુસ્તાની ફાસીનમાં ત્રેનીંગ આપવામાં આવતું હતું, જેની સરદારી પેલા કમ-જાત ફીફરેલ તુમાખી કપ્ટાન બમનુજીને સોંપવામાં આવી હતી. ત્રણુ જણાને સપર પેહલાં એક હારમાં ઉભા રાખ્યા, અને પછી જાણે અમો સઘળા બહેરા હોઇએ તેમ 'કવીક માર્ચ' કરીને ઘાટો પાડી મોટેથી બુમ પાડી, પણ, અમારી જાણે બલા કે 'કવીક માર્ચ' તે શું હશે! હમો તો જ્યાંના ત્યાં, જરા પણ હીલ્યા કે ચાલ્યા વગર

ઉભા, જે જોઇ કપ્ટાન સાહેબ લાલચોલ થઇ ગયા, અને મનમાં સમજી ગયો કે અમો લોકો સાવ હીંદુસ્તાની હતા તેથી હીંદુસ્તાનની ફેસનમાંજ નીચે પ્રમાણે હુકમો આપવા માંડયા:—

લશ્કર ચાલા (Quick march).

થંહર થુસ (Halt).

તદન ધીચ (Stand at ease).

ફ્રોરમ ફુસ (From fours).

જસા હય તસા (As you ware).

ડાબી બાજુ ફીરા (Left turn).

જમણી બાજુની ફીરા (Right turn).

ગોલ ગોલ ફીરા (About turn).

ડાબા, જમણા (Left, right).

ખાંભા વરતી બંદુક થેવા (Shoulder arms).

હનુમાનચા કુટકા (Right about turn).

જમણા હાથાને સલામ કરા (Right hand salute).

ઘરચા રસ્તા (Dismiss).

આવી રીતે અમોને પેહલે દીવસે થોડી ઘણી કસરત આપી થાકવીને ઘરે રવાના કીધા.

ઘરે દાખલ થતાંની સાથ માસીજી મારી સામે આવીને ઉભાં, ને મને આવા લશ્કરી કપડામાં સજ થયલો જોઇ એકાએક મારી ઉપર આકાશની માફક છછણી પડયાં, "નીકર અભગરા મારા પાક મકાનમાંથી નીકલ! મુવા કેડેના બેસરમ, આવા નાંગા ઉઘારા બીભીસત કપડે મારી સામે આવી ઉભું રહેતાં તુને સરમ લાજ નહીં આવતી કે? તું તો મારો દુધના પફ જેવો ગોરો ગોરો પોર્યો હતો ને આય કપડાંમાં તો મુવો તદન પોશાગીર જેવો લાગેછ. નકરો જાણે પોસ્તમેન! ખસ અભગડી તારૂં અહીંથી કાલું કર, કેડેના નપેટર ફટાંઉ ચોર્યા?"

આંય ગડબડ થવાથી મારી ધણીઆણી સુનઇબી ત્યાં દોડતી આવી, અને મારો આવો રકાસ જોઇ બીચારી ગુપચુપ ઉભી રહી. પછી મેં તથા સુનઇએ સમજાવી પટાવી, ડોસાંને ઠંડાં પાડયાં, અને આખો દીવસ થાકેલો હોવાથી હું ગુપચુપ સુવા ગયો.

## થઇ ચુકયું—સ્ટીમરમાં ઉપડી જવાનો સત્તાવાર હોકમ મળી ચુકયો!

સ્હવારનાં ઉઠતાની સાથ સગનના સમાચાર તરીકે મારો નોકર હાથમાં, મારે નામનું કંઇ પોસ્તમા આવેલું સીલ કાગલ લઇ આવ્યો. પેલું હમારૂં મોહતનામું યાને પીટીસન, કે જે અમોએ કમાનડીંગ ઓફીસર ઉપર મોકલ્યું હતું, અને જેના જવાબની હું સાહ જોતો હતો તેના જેવું કંઇક લાગયું. પાંચ યથાઅહુવેરીયો અને ત્રણ અશેમવહુ ભણતાં ધ્રુજતે હાથે મેં ખોલીને વાંચવા માંડયું:—

On His Majesty's Service!

To,

Munchershah Hambaiji Madari, Esqr.,
Free Booters Regiment, Bombay.

Your petition rejected and thrown into waste-paper basket.

So, be prepared for marching orders.

Yours affectionately,

(Major) M.

District Commanding Officer.

આ કાગળનો ગુજરાતી તરજુમો નીચે મુજબ છે:-
નામદાર શ્હેનશાહની નોકરી ઉપર!

મંચેરશાહ હમબાઇજી મદારી, એસકવાયર જોગ,
ફ્રી બુટર્સ રેજીમેન્ટ, મુંબઇ.

તમારી અરજી રદ કરવામાં આવી છે, અને તે વેસ્ટ-પેપર બાસ્કેટમાં નાંખવામાં આવી છે.

આથી, કુચ કરવાના હોકમો માટે તૈયાર રહેજો.

તમારો વહાલો,

(મેજર) એમ.

ડીસ્ટ્રીક્ટ કમાનડીંગ ઓફીસર.

ચાલો, થઇ ચુકું! મંચેરશાહ શેઠના ગોદરાં સાવ બંધાઇ ચુંકાં! તુરત માસીજી તથા મારી મીસીસ આગલ દોડી જઇ આ મોતનાં સમાચાર તે લોકને કહી સંભલાવ્યા. તે લોક તો બીચારા આંય મોતના સમાચારથી સાવ ડઘાઇ ગયલા હોવાથી ગુપચુપ ઉભા રહયાં. તુરત એક ચીઠી લખી મારા માણસ પાસ મોકલાવી, પેલા હરામખોર શંકરરાવ તથા રામરાવને આ સમાચારથી વાકેફ કીધા, અને પછી ધસારાબંધ કપડાં પહેરી, મારા એક સોલીસીટર મીત્રને ત્યાં મારૂં વીલ બનાવવા, તથા જીંદગીનો વીમો ઉતરાવવા બહાર પડયો.

મારૂં ધાર્યું કામ પાર પાડી, રોજની પરેડ માટે મેદાનમાં ગયો કે જ્યાં લગભગ બે ત્રણ કલાક વેર કસરત કરાવી અમારો દમડુચો કાઢી નાંખ્યો. સેવકને અવારનવાર એપેનડીસાઇટીસનો દુખારો થતો હોવાથી, એકાએક પેટમાં ચુંકો મારયો, અને નસોસ થઇ જમીન ઉપર ચટેપાટ પડયો.

પેલો ફીફરેલ પહેલવાન પારસી કપ્ટાન, બમનજી મારી આગળ દોડી આવ્યો, અને હું જાણે ઢોંગ કરી જમીન ઉપર લેટી ગયો હોય એમ ધારી મને લાતેલાતે ગુંદી કાઢયો, પણ પેલા દયાલુ, માયાલું, રામરાવે વચમાં પડી બધો ખુલાસો કીધો ત્યારે પેલા કપ્ટાનનું જરથોસ્તી જીગર જલી જવાથી મારો બરડો પસવારવા લાગયો, અને પછી કોલનવોટર સુંઘાડી, હુસ્યારીમાં લાવી, એક ભાડુતી ખટારામાં નાંખી મને ઘરે રવાના કીધો, જ્યાં મારા માસીજીએ દેશી ઉપાય તરીકે ગામઠી નલીયાનો શેક કરી પાછો ટટાર કીધો.

ડીઅર વાંચનાર, આ તબકકે મારે તમો આગલ તાબડતોબ ખુલાસો કરવો જોઇયે કે, સેવક જેટલો બાહરથી પેહલવાન હોવાનો દેખાવ કરતો, તેટલો અંદરથી પોચ્ચો પોત્યાદાસ હતો. દુરથી કસાંરી કે મકોરાને જોતો તો તરખઇને સો વાર દુર નાહસ્તો, તો બાપુ જંગના મેદાનમાં તે હું શું કાદા કાપવાનો હતો. આ જોઇ મારા બેહસ્તી બપાવા હંમેશ મને કેહતાતા કે, "મંચા ડીઅર, તારી આવી બાહદુરી જોઇ હું હંમેશ મનમાં વીચારતો કે મારો મંચો મકોરી પેહલવાન ચંદરોજમાં જરૂર મદારી ખાનદાનનું નામ જગઆશકારા કરશે!" એની નોધ તમો માનો યા ના માનો, મેં મારી ડાયરીમા લીધી છે જે કેટલે દરજજે ખરી પડે છે તે તપાસવાનું કામ હું તમો મેહરબાનોની મુનસફીપર છોડું છું.

મારા માસીજીએ પોતાનો ઓહદો લાગવગ લગાડી ઘણા મોટા લશ્કરી અમલદારોને મલી, મને લડાઇમા જતા અટકાવવાને સારૂં જાત જાતના બાહણાઓ કાઢયા કે "મંચો બેહરો છે, કાણો છે, આંધરો છે, ખોરો, પોચ્ચો, લુચ્ચો, જુઠો તથા દરદી છે," પણ ઓહ! નહી! એ બધી ડોસાંની ધાંધલ ધરપચ સાવ પાણીમાં ગઇ! આસા નીરાસ!



અમોને શીખવી કેળવીને કંદ કરી નાખ્યા.

પાંચ સાત દીવસમાં તો પેલા તુમાખી અમલદાર કપ્ટાન બમનુજીએ અમો ત્રણે જણને શીખવી કેળવીને કંદ કરી નાખ્યા, અને પછી અમો લોકને પેલા ગોરા સીપાઇઓ સાથે રોજ ત્રેનીંગ આપવામાં આવતું હતું, અને માત્ર સાત દીવસ ત્રેનીંગ લઇ, આવા ચંચલ થયલા હોવાથી, પેલો સોજ ગોઓન કપ્ટાન બમનુજી કે જેને હમો અવારનવાર 'તીખ્ખાં મરચાં'ને નામે બોલાવતા હતા, તેણે, તથા બીજા ગોરા ઓફીસરોએ બરડા ઠોકી અમોને શાબાસીપર શાબાસી આપી, જે જોઇ શંકરરાવ તથા રામરાવ મગન મગન થઇ છાતી કાઢી ફરતા હતા. પણ સેવકનાં તો સાવ પાણી મરી ગયલા હોવાથી ધુખરાયલું મોઢું કરી ફરતો હતો, જેની કીંમત, ખચ્ચીત જે માણસ ઉપર મારા જેવી આફત આવી પડેલી હોય તેજ સારી રીતે આંકી શકે.

ઘરે જઇને જોઉંછ તો હમબઇ માસી માથે પાટો બાંધી ઓઢીપોઢીને સુઇ ગયલાં હતાં. મારી સુનઇને પુછતાં માલમ પડયું કે મારે માટે ધાસ્તી રાખવાથી છાતીમાં આંકરા આવતાં હતાં, જેથી ડાકટરની સલાહને આધારે બીચારાં સુતેલાં હતાં. આગળ જઇ ડોસાનો હાથ પકડી ધીરજ આપી, મારે માટે જરા પણ ફીકર નહી રાખવાને સમજાવ્યાં, તેમ તેમ ડોસાં બીચારાં વધારે ને વધારે ફીકર કરવા લાગ્યાં.

સાંજનાં રોજની માફક પરેડ માટે મેદાનમાં ગયો, અને જેવા અમો ઓરડરમાં ગોઠવાયા કે તુરત, અમારી રીજમીંટના કમાનડીંગ ઓફીસરે મોટે અવાજે મુંબઇ ડીસ્ટ્રીકટના કમાનડીંગ ઓફીસર તરફથી આવેલો અરજન્ટ સંદેશો વાંચી સંભલાવ્યો—

To,

Colonel C.,

Commanding Officer,

The Free Booters Regiment, Bombay.

Hereby, you are instructed and ordere march with your followers, "The Free Boo Regiment" to the Continent, on Monday by c boat S. S. 'Courageous' leaving Alexandra Do Shed No. 14, at 1 p. m. (S. T.) sharp.

By order,
Major P.,

Attached to Bombay Head Quart

ઉપલા સંદેશાનો ગુજરાતી તરજુમો નીચે મુજબ છે :—

કરનલ સી. જોગ,
કમાનડીંગ ઓફીસર,
ધી ફ્રી બુટર્સ રેજીમેનટ, મુંબઇ.

અત્રેથી તમોને એલેકઝાનડરા ડોકસમાંથી શેડ નાં૦ ૧૪ સોમવારે બપોરના બરાબર ૧ વાગતે (સ્ટે. ટા.) ઉપડી જતી સ્ટીમર "કરેજીઅસ"માં તમારા સીપાહો "ધી ફ્રી બુટર્સ રેજીમે સાથ કોનટીનેનટ તરફ કુચ કરી જવાની સુચના અને હોકમ કર આવે છે.

તુરત અમોને, વધુ વાર ન થોભાવતાં, ઘરે જઇ, પરમ દ ઉપડનાર હોવાથી, અમારો સરસામન લઇ, ટાઇમસર ગોદીમાં ( રહેવાને હુકમ કીધો. કોઇ રડતો તો કોઇ હસ્તો, કોઇ બીહતો કોઇ ધ્રુજતો, એમ એકમેકને મલી ભેટી છુટા પડયા.

ચાલો થઇ ચુકયું ! આખરે બીચારા કમનસીબ વીર મંચેરશ જંગના મેદાનમાં જવાનો વખત આવી પુગયો. ફકટ ૪૦ પછી તો સેવક મુંબઇને છેલ્લી સલામ કરનાર હોવાથી, ફફરતો પેલા મેજર સાહેબના નામની પતેત ભણુતો લથરપથર કરતો તરફ જવા નીકળ્યો.

ઘેર પોહચતાની સાથ મારી બૈરી, માસીજી, છોકરાંઓ સવે નોકરોને મારી પાસે બોલાવી મંગાવ્યા, અને પરમ દી

સેવક પેલા કસાઇ જરમનો સામે લડાઇના મેદાનમાં ઉતરનાર હોવાની તે લોકને ખબર આપી કે તુરત સુંનઇ બોલી, "મંચા! મંચા! તું અંતે અદરાઇ, પરણી, સત્તર છોકરાંઓનો બાપ બની, એમ જુદાઇ કરી, મરવા ચાલ્યો? તેં કંઇ હમારો વીચાર કીધો કે, નહીં તો જાણે જાણતો નહીં હોય તેમ બકરાં મેંઢાની માફક કપાવા ચાલ્યો? જરા તારી વસ્તીવારી તથા ખેશકુટુંબનો તો બાપુ વીચાર કર? છેકજ કેમ ધાટકી બની ગયો! અરે મંચા ડીઅર, જયારે તું જનમ્યો ત્યારે તુંને ૨૧ તોપનું બાદશાહી માન મલ્યું હતું, અને જયારે હવે મરશે ત્યારે ફકટ એકજ તોપના ગોળાથી! આવો મરણતોલ ફટકો મારાથી કેમ ખમાસેરે!"

એકાએક બધાંએ રડીને ખુમરાણ કરી મુકયું, અને આ બધું જોતાં અને સમજતાં, મારાં કલેજાં પણ કપાઇ ચાલ્યાં. ખરૂં પુછાવો તો બા મને મારૂં ઘરબાર છોડી જવા બીલકુલ ગમતું ન હતું, કારણ કે જેમ તેમ માહ મુસીબતે એક વીધવા બાઇ સાથે પરણી, જેહમત લઇ, સત્તર બચ્ચાંઓનો બાપ થયો, તો પછી તે લોકને છોડી જવાં તે, કેમ ગમે? બીજું, જાતે બંદો લેહરી આદમી હતો, અને છોકરીઓ સાથે ફરવા હરવાનો તથા અવારનવાર નાટક સીનેમા જોવાનો શોખ ધરાવતો હોવાથી મને ચકરવકર થવા લાગી ને સૌથી વધારે મારા એકપુરાં હેતવંતાં માસી ડીઅરને આવી મોટી ઉંમરે તજી જતાં, તથા પૈસાટકા સઉ મુકી જતા મારી આંખમાથી આંસુઓની નદીઓ વેહવા લાગી. ખરેખર, હું હીંમતથી ભાર મુકીને કહુંછ કે મારી જગયાએ કોઇ પણ સખતમાં સખત હૈયાંવાલો આસામી હોય તેને પણ કદી પોતાનું ઘરબાર, સુખી સંસાર તથા મોજશોખ છોડી જવા ન ગમે.

હવે ફકટ મારી રવાનગી માટે ૨૪ કલાક બાકી રહેલા હોવાથી, બેઠી મારવા સારૂ કંઇ ને કંઇ ઉપાયો શોધવા લાગયો. કંઇક બેદા બેકાર ડાકટરો પાસે જઇ, સેવક લડાઇના મેદાનમાં જવાને નાલાયક હોવાનું કારણ દરશાવી, મેડીકલ સરટીફીકેટ લખી આપવાને ઘણા કાલાવાલા કીધા, આંખે બરોબર નહીં દેખાવાનું બાહણું કાઢી

ચરમો વટીક પેહરયો, જમણા હાથ ઉપર છરીની મદદથી એક ૪ ઈંચ ઉંડો ઘા કરી ઉપર પાટાઓ વીંતારયા, પણ, આ બધા ઉપાયો સાવ ફોકટમાં ગયા, કારણ કે, સેવક, સરકારી નોકરીમાં હોવાથી એક વફાદાર રૈયત તરીકે સરકાર માબાપના હુકમને માન આપ્યા સીવાય કાંઇ છુટકો રહયો ન હતો. મારાં બૈરી છોકરાંઓએ રડી, તતરી, કગળી ને મારી સાથે જંગના મેદાનમાં આવવાના કાલાવાલા કરવાથી, મેં સરકારમાં, તે લોકને મારી સાથે લઇ જવાને ઘણી લાગવગ લગારી, પણ મારી રેજીમેન્ટમાથી કોઇને પણ પોતાના સાથ, સરસામન સીવાય કાંઇ પણ લઇ જવાનો હુકમ ન હોવાથી, માબાપ સરકારે મારી અરજી નામંજુર રાખી, અને મારી ધણીઆણી તથા છોકરાંઓને, સમજાવી, પટાવી, હું મારો સામન પેક કરવા મંડી ગયો. તે બાદ હમો સઘળાં એકબીજાને મળી ભેટી સુવા ગયાં, અને મારે માથે ભાર હોવાથી, અકરવકરે રાત કાઢી.

## વીર મંચેરશાહ દરયો દોહવતાં અનેક દોહરાં પણ દોહવે છે!

આજે બપોરનાં સ્ટીમરમાં, સેવકની રવાનગી થનાર હોવાથી, સહવારના મરઘા વાસ્તાની સાથ મારા હમબઇ માસીબી સકારામાં ગાજ્યાં, અને આખા ઘરે, ચોકચંદન, તથા તોરણનો સણગાર કરી, ડોસાએ તો, 'સખી સુરજ ભલે ઉગે આવે'નું ગીત લલકારવા માંડયું. આ બધી દોડધામપરથી કોઇ અજાણ્યો માણસ તો એમજ સમજસે કે મંચેરશાહ બા તો જીવતા જીવત બીજી બૈરી કરવા નીકલ્યાજ, પણ ઓ ખુદા! કોઇ દુશમનને પણ એવું ના દેખાડતો! સેવકનેબી આખી રાત ઉંઘ ન આવવાથી જલદીથી ઉઠયો, અને દાંતન ઓહ કરી, જાણે કોઇનું બાજ અફરગાન ધરતો હોઉં તેમ મોટે મોટે ભણવા લાગ્યો, જેથી પાસેનાં ઘરમા રહેતા અરદેશરબા ઓજગરએ, માણસ મોકલી માસીજીને પુછાવ્યું કે, "હમબઇજી માય, તમારે ત્યાં સહવારને પોરસે મોબેદો ભણવા બેઠાછ તે કોઇનું રવાનખુવાન તો નથી થયું ને?"

આય સમજતાંની સાથ ડોસાં તો બીચારા પેલા માણુસપર ઉલટી પડયાં, અને પછી દાદર આગલ આવી બધાં સમજે તેમ મોટે મોટે પેલા સગનના ગાંઠયા અરદેશરબાને નામની બુમો પાડી તેને ગાલગલોચથી ધોઇ નાખ્યો, "તારૂં સત્યાનાસ થાય, મુવા ચંડાલ અરદેશર! મારા ઘરબારથી બધું એોવ્યું રૂવાંન થાય મુવા તારે ઘરેબરે? ભસ્તે ગયા તું ઘરની બાહેર તો નીકલ પછી જો કે હું તુંને કેવો ગરમ પાણીએ સેકી નાખુંછ? વરી કંઇ બોલતાં નહીં સાં સુધી મુવો તો છેકુજ ફાસ્ત ચાલ્યો, મુવા કેઠેના દુહવાર!"

ભણી, ગણી, ડોસાંએ સગનનું વાસી દુધનું દહી, બાફેલાં ઇંડા, તથા સેવ પકાવેલી, તેને બરોબર ઇનસાફ આપી જરા અગી-આરી સુખડ ચઢાવવા ગયો, અને પાછું ઘરે ફરતાં જોઉંછ તો મારા દોસ્તો તથા સગાંવાહલાંઓ તરફથી થાલાઓ ભરી સગનના ચપટાં, કરકરયાં, પાપરી મલીદો કરીને આવી પડેલાં અને આ મહાન લડાઇમાં જનાર સેવક પેહલવહેલો પારસી અને તેબી વરી નાવર મરતબ થયલો પારસી હતો, જેથી મારા ઘરની બાહર લોકોનું એક મોટું ટોળું મારા નીકળવાની રાહ જોતું ઉભું હતું, જેમાં મારી તરફની આસોદાદની રાહ જોતા, સફેદ પાગડી પહેરતા મોબેદો પણ સારી સંખ્યામાં હતા.

જેમ જેમ ઉપડવાનો વખત નજદીક આવતો ગયો તેમ તેમ મારા પેટમાં કુરકુરયાં છુટવા લાગ્યાં, અને મનમાં મારા આવા ફુટેલાં નશીબ માટે બરાપો કરવા લાગ્યો. એકબારગી હું મનમાં મલકાવા લાગ્યો કે ચાલો, બાપ જન્મમાં મારાથી વેલાત ફરી અવાશે કે નહી તેથી આવી તક હાથ લાગવા માટે હું મનમાં હરખાવા લાગ્યો. બીજા હાથ ઉપર મને ધાસ્તી લાગી કે જો હું મારા વતનથી હજારો માઇલ દુર કદાપી મારયો જવશ, તો મારૂં કીમતી રૂવાન સાવ રવડી મરશે, તેથી દાદીશેઠની અગીઆરીના પંથકીને મલી, કદાપી જો મોબેદો ન ધારેલા હડતાલ ઉપર જાય તો એવા સંજોગો હેઠલ, મારા મરણની આખા મહીનાની પવીત્ર ક્રીયા કરાવવા સારૂં, મેં આગમચથી ચાર ફરસ્ટ કલાસ મોબેદો "રીટેન" કરી રાખ્યા, અને

મારાં માસીજી તથા સુનઇને પણ કહી રાખ્યું કે, "જો કમભાગ્યે હું દુશમનોને હાથે કપાઇ મરૂં તો મારા અશો રૂવાનને, સરકારને આજીજી કરી, મારા હીસાબે ને જોખમે અત્રે મંગાવી, દખમે ચઢાવવું, અને મારો મરણ બાદ ઘણો શોક કરવો નહીં, અને ચાહરમ વીતાં મારા છોકરાંઓને લઇ, માસીજી, તથા મારી ધણીયાણીએ, ગમ ભુલાવવા નાટક સીનેમામાં જવું, અને ખુશાલીમાં ઘરેઘર સાકરના તથા મીઠાઇના ટોપલાઓ છુટથી વહેંચવા, અને બરોબર ૩૧ મે દિવસે 'આલબ્લેસ બાગ' માં ખાણીપીણીનો એક મોટો મેલાવડો કરવો."

મારી રવાનગીની ખુશાલીમાં, બપોરના ખાણા ઉપર ધાનદાળ, બોઇનો પાટયો તથા વાસી પાઉના પુડીંગને ઘટતો ઇનસાફ આપી, 'એસપ્લેનેડ મેદાન'માં મુંબઇના હાકેમ, ગવરનર સાહેબ, હમારી રેજીમેંટનુ છેલ્લું ઇનસપેકશન લેનાર હોવાથી તૈયારી કરવા માંડી. અમોને આપેલો લશ્કરી યુનીફોર્મ પહેરી, કમરની પછવાડે, ઓવરકોટ તથા બીછાનાનું નાનું પેકેટ લટકાવી, હાથમાં બંદુક લઇ મારા દોસ્તો તથા મેહમાનોની વચ્ચે આવી ઉભો. માસીએ મને એક મોટા પાટલા ઉપર ઉભો રાખી મોટો જેવો તીલો કરી, મોઢામાં સાકરનો ટુકડો તથા હાથમાં સગનનું નળીયેર તથા પાંચ રૂપીયાની નોટ મુકી. પછી મારા મીત્રોએ તથા મારા ખેસીઓએ કપાલ ઉપર મોટા ટીલાઓ કરી, સાથે સાથે કપાલ ઉપર નાળીયેરો ફોડી, ભલી દુવાઓ સાથે, કોઇએ રૂપીઓ, આનો, બે આના, ઢબ્બુ, દુકાની પેહરાવી, જે જોઇ હું મનમાં બબડવા લાગો કે કમબખ્તોએ, હું પરણ્યો, અદરાયો, ત્યારે દુકાની વતીક પુછી નહીં, અને હવે મરતે દહારે મારા ઉપર હેત કરી આય બધી કીંમતી પહેરામણીઓ કાંય કરી મરતા હોશે!

બધાને મલતાં ભેટતાં મારો દમ પુચ્યો નીકળી ગયો, અને બધાંની, ખેંચતાણ વચ્ચે, મે સુનઇને બાજુ બોલાવી, હાથમાં એક ફુલ આપતાં કહ્યું, "સુની ડીયર, આય તુંને ફુલ આપુંછ તે સંભાલીને તારી પાસે ઘણા વહાલથી રાખજે, અને એની ઉપર ચાંપતી નજર રાખજે, અને જ્યારે તુંને એ ફુલ કરમાઇ ગયલું માલમ પડે ત્યારે તું હીંમત છોડી, ધાસ્તી પકડી, ચોકસ માનજે કે તારો વાહલો

ભરથાર, વીર મંચેરશાહબી સાથે સાથે કરમાઇ ગયોછ, અને મારા માસીસા બાદ મારા જેવા કોઇ લાયક શખસ સાથે કોઇનીબી કનવાર કરયા વગર પ્યારમાં પડી, શાહદી કરી સુખી થજે, અને હું પણ બેહસ્તમાં યા દોજખમાં બેસી ખુશી ખુશી થઇ તારા લગનને દિવસે સુબારકબાદીનો પેગામ ભલી લાગણીઓ સાથ પેલા સ્પીરીચ્યુઆલીસ્ટો મારફત તારા પર જરૂર રવાના કરસ.” ચાલ ડીઅર ટ ટા!

પાછી કોટાકીસીની કીયા શરૂ થઇ અને જેમ તેમ ઘણીજ સુશકેલી પછી સેવક દાદર આગલ આવી પોહચ્યો કે એકાએક, બધાંની અજાયબી વચ્ચે, મારી ઝાડુ કાઢવાવાલી ઘાટન સકુનાબાઇ, હાથમાં ઝાડુ સાથે પાછળથી આવી, વલગી પડતાં, કીસીઓ લઇ, બોરબોર જેવા આંસુઓ પાડી ધસાધસ રડી પડી, અને બધાઓની વચ્ચે, સેવકનો આવો રકાસ થતાં જોઇ હું તો સાવ આઇસકીમ થઇ ગયો.

ખેંચતાણુ અને ધક્કામુકી વચ્ચે, સેવક ઘરની બાહેર પડયો કે અચબુચ બાહર એકઠાં થયલાં લોકોએ હુરરેના પોકારો કરી, પગમાંની જુતીઓ તથા જે પણ હાથમાં આવ્યું તે મારા દીલ ઉપર ફેંકી, મને વધાવી લીધો, અને જેવો મેદાનમાં દાખલ થયો કે પાછું હુરરેના પોકારો થઇ રહયા. પેલા બેવકુફ તાલ્લાઓ શંકરરાવ અને રામરાવ, હાંફઉસ કરતા ધોલ્યાં ને ટુકા કોટમાં, સરસામન સાથે ત્યાં આવી લાગયા જે ઉપર નજર પડતા પેલો તુમાખી ખાઉં કરડુ કપ્ટાન બમનુજી તપી ગયો, અને તુરત તે લોકને કપડાં બદલવાને હુકમ કીધો, અને હમો ગવરનર સાહેબની રાહ જોતા લશ્કરી ઠાઠમાઠ સાથ ગોઠવાઇ ઉભા, અને વખત જતાં તે માનવંતની સ્વારી આવી પોંહચી, અને જેવું ગવરનર સાહેબે ઇનસપેકશન લેવાનું શરૂ કીધું કે તુરત કપ્ટાન સાહેબે Present arms કરીને ઓરડર આપ્યો, અને જેવા તે નામવર મારી આગલ આવીને ઉભા કે સેવકે તો બંદુક ખંભા ઉપર નમાવી દીધી, જે જોતાં પેલો કપ્ટાન છેડાઇને પગો અફાળવા મંડી ગયો. મારી બરોબર નજદીકમાં પેલા પોસાદાસો શંકરરાવ અને રામરાવ છાતી કાઢી ઉભા હતા, અને જેવા તે નામવર તે લોકની નજદીક આવી ઉભા કે બેઉ જણાએ

એકાએક હાથમાંથી બંદુકો ફેંકી દીધી, અને ગવરનર સાહેબ. વલગી પડી ધસાધસ રડી પડતાં રામરાવ બોલ્યો, "લવંડર સાહીબ, તુમી અસા ગુડી ગુડી મેન હોવુનસી આપુન ગરીબ મનુસ્યલા અસા દુશ્મન જવલ ફ્રંટ કરાયલા કસાલા પાઠવતોસ! માજા બાપા, તુમી આપુન લોકલા પ્રોમીસ દીયા, કાય આપુન લોકચા લડાઇ મદી દુશમનચા હાથા વેતી કુરચા હોએલ, જવાં તુમી આપુનચા બાઇકુ, આની મુલગા લોકલા તુમીચા ઘરમદી નોકરીલા થેવેલ, અને તે લોકલા હડાચા પેનસન દેએલ, બરા કાય!"

ગવરનર સાહેબ, તથા બીજા અમલદારોએ જેમ તેમ સમજાવી-પટાવી પેલા ગાવડી તાત્યાઓને થંડા પાડયા અને જેવા તે હાકેમ ત્યાંથી રવાના થયા કે અમોને ગોદી તરફ કુચ કરવાનો હુકમ થયો. રસ્તે રસ્તે, અને ખુણે ખુણે, હજારો લોકોની મેદની હમુને છેલ્લી સલામ કરવા એકઠી થઇ હતી, અને તે લોકની ખુશાલી તથા દાલગીરી વચ્ચે અમો આખરે ગોદીમાં આવી પુગ્યા, કે જ્યાં હમોને લઇ જવાને સારૂ, પેલી કારગો ઇસ્ટીમ બોટ S. S. 'Courageous' લંગર નાંખી હમારી રાહ જોતી ઉભી હતી.

અમારી હાજરી લઇ, ત્યાં મોટી સંખ્યામાં હાજર રહેલા તથા ગુડબાઇ કરવા આવેલાં, અમારાં સગાંઓ તથા મીત્રોને મલવા ભેટવાની હમોને છુટ મલી કે ધસારાબંધ સેવકે, માસીજી, સુનાઇ ડીઅર તથા બકળયાંની શોધમાં દોડાધામ કરી મુકી, અને પેલા સપરચંદ શંકરરાવે પોતાની બાયકો ગંગુબાઇ, તથા રામરાવે પોતાની મીસીસ તારાબાઇ તથા છોકરાઓને નામની બુમાબુમ કરી મુકી.

માસીજી મને જોતાંની સાથે એક કુદકો મારી વલગી પડતાં બોલ્યાં, "મંચા દીકરા, તું જાય તે પહેલાં હું તુંને શીખામણના બે શબ્દો કહુંછ તે ધ્યાનથી સાંભળી લે. જોરે મરૂં, ઇસ્ટીમબરની ઉપર ઘણો સંભાલીને રહેજે, અને આય પેલા ગોરાઓને જરા પણ છેડતો ના, અને તુંને અવારનવાર વાયુ તથા પીતનું જોર થઇ આવેછ, વાસ્તે ખાવાની ઘણીજ સંભાલ લેજે, અને બનતા સુધી દિવસમાં એકજ વખત ખાજે, અને જયારે પેટમાં દુખી કર

ફુર થાય ત્યારે ખુદાનું નામ લઇ, આંખ વીંચીને ઉપાય તરીકે આખી બાટલી ભરી ગામઠી એડયું પીજે. લડાઇના મેદાનમાં, પાંચ યથાઅહુવેરીઓ અને ત્રણ અષેમવહુ ભણી જમણે પગે દાખલ થજે, અને બનતાં લગી દુશમનોની નજર નહીં પડે તેમ, પેલા શંકરરાવ તથા રામરાવને આગલ આગલ રાખી, તું સૌથી છેલ્લી હારમાં રહેજે. જેમ બને તેમ દુશમનોની સાથ દોસ્તી પાડજે, અને તે લોકોને જરા પણ છેડતો ના, કારણ કે જરમન લોકો ઘણાજ ઘાટકી, દગાખોર તથા પ્રપંચી હોય છે. દુશમનો તારી તરફ બંદુક ટાંકે તો જરા પણ સામે ન થતાં, બે હાથ જોડી માફ માગજે, અને લાગ ફાવે તો એક બે હરામખોરોને દાવપેચ આપી, દારવાતલો કરી નાંખજે. સહવારના ઉઠતાં અને રાતના સુતી વખતે ખુદાયજીને યાદ કરે તે વખતે અમને પણ યાદ કરજે, અને દરરોજ કાગલપત્ર લખતો રહેજે, અને આ નાલયર આપુંછ તે વસઇની ખારીમાં, તે કીરતાર પાસે ભલી દુવાઓ માંગી, આ થોડી સાકર સાથે જમણે હાથે નાંખજે, અને જેવો હસીખુસી ભરેલો જાયછ તેવો ખુશખુશાલ, આખા હાથ, પગ, માથાં સાથ આવી હમોને પાછો મલજે, એ દુવાઓ તે પાક પરવરદેગાર તુંને આમીન કરે."

અસ્તો આય ભાષણ ઓછું હોય તેમ મારી સુનાઇએ પોતાનું દાસ્તાન શરૂ કીધું, "જોવરે મંચા, તમે એમ અદેખા બની એકલા જાવોછ તે મને બીલકુલ પસંદ નથી. ઘણાજ સંભાલી, મદદનો જીવ તપાસીને રહેજો, અને તમારી બુરી ટેવ પ્રમાણે કોઇ પીઠાંમા ભરાઇ પી ધીચી કોઇ ગટરમાં ખુદા ખાતર ના પડતા. કોઇ જુવાન બુચી માયોના સમાગમમાં જરાબી ના આવતા, અને તમો પરણેલા બચ્ચાં કચ્ચાંવાલા બાવાજી છેવ, એમ મનમાં મક્કમ ગોખી રાખી, આબરૂ ઇજતથી ફરજો હરજો, નહીં તો આણી ગમ તમારી વીધવા ધણીયાણી સુનઇ તમારી રેવરી કરવા જીવતી જાગતી ઉભેલી છે, તેનો બરોબર ખ્યાલ રાખજો અને જો તમો કોઇ મુઇ ઇટર તચાક, ચોટલાબરી, ગોવેગરી સાથે નાચ્યાજ, નદરયાજ, એવા સમાચાર મારા કાન ઉપર આયાછ, તો બચ્ચાજી, હું તમારૂં નામઠામ છાપાઓમાં છપાવી, તમારો હુરયો કરાવી આબરૂમાં ગાબરૂં પડાવસ."

"અરેરેરે સુનઇ! ખુદા ખાતર તું મોઢામાંથી આવું ફાટુંફાટું બોલી મારો ગુસ્સો ના ઉકળાવ. હું એવો હલકો માણસ નથી, એવું તારા ભેજા'માંથી સદાનું નાબુદ કરજે. હું કેવો પાકપરેજગાર માણસ છેઉં એ તું જાણેછ? માટે હંમેશ સારૂં તારી ડાયરીમાં નોંધી લે કે—

"ઉંચ કુટુંબમાં હું અવતરયોછ,
અંધયારૂ છે મારી જાત.
લક્ષ ન, હું આવાં કરૂં,
એ છે અજાયબીની વાત."

"બસ! બસ! મંચેરશાહ હવે એ તમારા તાહેલ્લાં છોડી, હું જે કહુંછ તે ધ્યાનથી સાંભળો. બનતાં લગી જીવતાજ પાછા ફરજો, અને જો ન ધારેલા તમો ડીઅર, દુશમનના હાથે મારયા જાવ, તો તુરત urgent wire કરી તમારા ખુશાલીભરયાં મરણનાં સમાચારથી હમોને વાકેફ કરજો કે તમારા મરણની કીયાકામ કરાવવાની હમોને સમજ પડે. તમો વાહલા ઘણા સમજુ તથા ડાવકા હોવાથી તમો ડીઅરને વધુ શીખામણ આપવા માંગતી નથી, માટે મારી ગેરહાજરીનો લાભ લઇ, કાંઇ પણ એવું હલકું કામ ના કરતા કે જેથી આપુને તથા આપણા ખેસકુટુંબના નામને કલંક લાગે. ચાલો પ્રીય, રામ રામ" સુનઇએ ઉમેરયું.

એકાએક પાછલથી, પંજાબ મેલની સ્પીડે, પેલા કમજાતનો શંકરરાવ તથા રામરાવ દોડી આવી માસીજીને મજબુત વલગી પડયા, અને શંકરરાવ ડચકાં ખાતાં બોલ્યો, "આરી ત્યાનચી! માજી પારસણ આઇ! અતા આપુન લોકા દુશમન જવલ ફાઇટ કરાયલા જાતોસ, તવાં તુંમી તુમચા ઇનફ્લુઅનસ લાવુનસી, તે લવનડર સાહેબચી બાઇકુલા, નકર તે ફારસી બમનજીચ્યા ધનજીભાઇલા સાગુસી તેંચા ઘરા મદી ઝાડુ કાઢરાયલા આંની વાસન માંજાયલા માજી બાયકુલા જરૂર ઘેવા, બરા કાય?"

પેલો અંદુસ રામરાવ પોતાની બૈરીને બે હાથ જોડી પગે પડતા બોલ્યો, "માજી બાઇકુ, આની માજા મુલગાચી આઇ, મી કાંઇ ચુક

ફીલી હસેલ તર્વાં માફ્રા માફ કરા. અના તુમચ્યા નવરા મીસ્તર રામરાવ લડાઇ કરાયલા જાતોસ, તવાં તુમી સગલે મુલગા લોકચ્ચી, આની ઘરાચી સંભાલ ગીયા, આની કાગલપત્ર જરૂર લીવા, સમજલી કાય? આઇ માજી બાઇકુ, તુમચ્યા નવરા રામરાવચ્યા દબ્બા ઉડાયચ્યા. આઇ! આઇ! દબ્બા ઉડવા! રામ! રામ!"

ઉપડવાનો વખત થયલો હોવાથી અમોને સ્તીમ બોટ ઉપર ચઢી બેસવાનો હુકમ થયો, અને ફોટોગ્રાફરો સબી લેવા, તથા છાપાના પ્રતીનીધીઓ અમારો સેવટનો ઇનટરવયુ લેવાને બધી દોડધામ કરી મુકી, કે તુરત સ્ટીમરનું બુગલું ફુંકયું, જેની સાથે સાથે ત્યાં એકઠાં થયલાં લોકોએ પણ છાતીઓ તથા કપાળ કુટી ધીંગાણું કરી મુકયું, અને અમો લોકને બધાઓએ એવા મજબુત પકડી રાખ્યા, જેથી નાઇલાજ બની અમો ત્યાંજ ઉભા, અને ઉભો ઉભો મારી ધણીયાણી સુનઇને, છેલ્લો પેગામ નીચે પ્રમાણે કહી સંભલાવ્યો:—

"સીધારૂંછ ડીયર હું હવે જંગે મેદાન,
કરશ દુશમનોને કંઇકે બેજાન.
રાખજે બચ્ચાંઓની દેખરેખ સંભાલ,
ખવરાવજે એ લોકને બસ ધાનશાક કમાલ.
લઇ જજે રોજ એ લોકને દરાયે કસરત કરવા,
બદમાસોની સોબતમાં બસ ના દેતી ફરવાં.
છમસીને દીને મુકજે તું મારૂં સુખડ લોબાન,
રડી તતરી કરતી ના તું કાંઇ પણ તોફાન.
વરસીને દિવસે બચ્ચાઓને લઇ જજે આતશબહેરામ,
ચાલતાં ને હાલતાં ના કરતી તું એઓને બીલકુલ હેરાન.
ડીઅર, જો હું જીવસ તો મલસ તુંને આસીને ઘરબાર,
ને જો મરસ, તો હું મલસ તુંને ખુદાને દરબાર."

આ સાંભળતાની સાથ સુનઇએ તુરત મને જવાબ વાળ્યો કે—

"બસ! બસ! મંચા, હવે બોલવામાં
રહયો નહીં વધુ કંઇ સાર,
ધાસ્તી છોડી, હીંમત પકડી,
જંગે મેદાન તું ડીઅર સીધાર.
અવારનવાર બચ્ચાંઓને
આપસ હું ૦ એડથાંનો જુલાબ,
ને વારે ધરીએ ખવરાવસ
તમતમતા કોલમીના કવાબ.
બેફીકર રહી, બચ્ચાંઓ માટે
કરતો ના તું કાંઇ પણ વિચાર,
ખુદાનું નામ લઇ તું હવે
જંગે મેદાન સીધાર."

આવી રીતે નકાસી આગબોટને ખોટી કરવાથી તેના કપ્તાને અમોને બોટ ઉપર ઘસડી લાવવા સારૂ દશ બાર ખલાસીઓ મોકલી આપ્યા, જે લોકોએ જેમ આપણા સીપાઇદાદાઓ મવાલીઓને પકડી ચોકી ઉપર લઇ જાય છે તેમ અમોને ગલચીસાંથી પકડી એંચા, તાણી, સઘલાની અજાયબી તથા દલગીરી વચ્ચે, આગબોટ ઉપર ચઢાવી દીધા.

અરે મંચા! ઓ કમનસીબ મંચા! તે હમબઇજી અવારીના એકપુરા પાલક દીકરા, આખરે તું પેલા ધાટકી જરમનોના રાથોડી હાથે કપાવા ચાલ્યો ખરો! ભોગ તારા કરમના! પેલા કાણા જોતીષ ફુલભચંદે તારા જન્મ વખતે જે કહયું હતું તે અંતે ખરૂં પડયું છ, માટે હવે હીંમત છોડી, ધાસ્તી પકડી, મોઢે ડુચો મારી, દુશમનો સામે લડવા સીધારયા સીવાય બીજો કંઇ ઇલાજ રહયો નથી.

સેવક, શંકરરાવ, અને રામરાવ, ત્રણે જણા એક બીજાને દીલાસો દેતા અને ધીરજ આપતા એકમેકની ખાંધ ઉપર ડોકું નાંખી, બંદર ઉપર એકઠા થયલા હમારા સગાંવાહલાંઓને રૂમાલો તથા હાથો

કરતા, આગબોટની ડેક ઉપર આવી ઉભા. પેલો રામરાવ તો ધર્યો ધરાયો નહીં. જાણે ઓય દરયામાં નખાવી દેવા માંગતો હોય તેમ ખેંચતાણ કરવા લાગયો, અને માહમુસીબતે એને પકડી રાખ્યો, અને બંદર ઉપર ઉભેલી એની બાઇકોએ પણ એવોજ નાટક ભજવી બતાવ્યો, જે જોતાં, હમારા બીજા બાહદુર સીપાઇઓનાં તથા પ્રેક્ષકોના હૈયાં પીગલીને પચ થઇ ગયાં.

બધાંને હાથો કરતાં અને રૂમાલો ઉરાડતાં હમારા પગો પણ દુઃખી આવ્યા, અને જેવા ભરદરયે પડયા કે તુરત પેટની પુજા કરવાનો હુકમ થયો. લગભગ આગબોટ ઉપર સીપાઇઓ તથા આફીસરો સલી ૬૦૦ જણ હતા, જે માટે પુરતી ગોઠવણ થઇ ન શકવાથી અધાંને પેહલાં અને બાકીનાને પછી કરીને બે વખત હમોને ખાણું પીરસવામાં આવ્યું. સુકકું વાસી પાંઉ, બે પટેટા ને એક બોટું, જેમ ભીખારીઓ એલ્યુમીનયમના રકાબીમાં રસ્તે બેસી ખાય છે, તેવીજ રકાબીઓમાં અમોને પણ પીરસવામાં આવ્યું, અને જેમ ભંગીઓ ટીનનાં દબ્બામાં, સ્વાદ લઇને ચાહ પીએ છે, તેવાજ દબ્બાઓમાં અમોને પાણી પીરસવામાં આવ્યું, અને કકરીને ભુખ લાગેલી હોવાથી જયારે બીજું ખાવાનું માગ્યું ત્યારે "સ્ટોક ખલાસ થઇ ગયો" કરીને કહેવામાં આવ્યું.

થાક લાગેલી હોવાથી અમો જરા સુવા ગયા અને બીછાનાને બદલે એક મોટા ઓરડામાં, લોખંડના ક્રોસ સલયાઓથી એક-એકની ઉપર ચારથી પાચ જોડેલા ખાટલાઓની ઉપર અમારી સેતરંજી પાથરી સુઇ ગયા. સૌથી ઉપરની ખાટલી ઉપર સેવક જઇને સુતો, જેની નીચે ત્રણ ગોરા સીપાઇઓ સુતા. કોઇ દિવસ દરીયાની મુસાફરી નહીં કીધેલી હોવાથી, અને દરયો ઘણો તુફાની હોવાથી, આપણા માનવંત વીર મંચેરશાહજીને ચકકર આવગ માંડયા અને જાણે કશામાં હોય નહીં તેમ બંદાએ, કસરને જીવસે, નીચે સુતેલા ગોરાઓ ઉપર ધરોધર ઓકવા માંડયું. જેથી એક મામાની સ્તીમ તપી ગઇ, અને મારા ખાટલા ઉપર ચઢી આવી, પગમાંથી ખેંચી કાઢી, ખાંધે મારી, બાહર ઘસી ગયો,

અને મારી બુમો તથા ખેંચતાણ વચ્ચે મને આખો ને આખો દરીઆમાં ફુટબોલની માફક ફેંકી દીધો, પણ સારૂં થયું કે મુંબઈના પેલા જાણીતા "ગોલવાલા બ્રધર્સ"ના બાથમાં તરવાનું થોડું ઘણું શીક્ષણ લીધેલું હોવાથી પાણીમાં હાથ પગ અફાડવા મંડી ગયો. કપ્તાનનું મારી મદદ માટેની બુમો ઉપર ધ્યાન પડતાં, તુરત બે ત્રણ ખલાસીઓને અંદર ઝીપલાવી દીધા, અને ઘણી હાડમારી પછી, મને બેશુધ્ધ હાલતે પાછો આગબોટ ઉપર લાવવામાં આવ્યો, અને બે ચાર લાફાઓનો સ્વાદ ચાખી સેવક સાવ શુધ્ધીમાં આવ્યો. હમારી રેજીમેંટના કમાનડીંગ ઓફીસરને આ બનાવની ખબર પડવાથી પેલા હીચકારા ગોરા સોલજરને બે દિવસ સાવ ભુખો રાખવાનો હુકમ કીધો, જે જોઇ પેલો શંકરરાવ તથા રામરાવ ખુશ ખુશ થઇ ગયા.

સહવારના ઉઠી, ચાહ પી, રાયેતા મુજબની મોરનીંગ ડ્રીલ ઉપર જતાં જતાં ધ્યાનમાં ને ધ્યાનમાં, ચાલતાં એક ભેંસ જેવા સેલરભાવાને જોરમાં અથડી પડતાં જમીન ઉપર ચતોપાટ પટકાઇ પડ્યો, અને હાડકાં ખોખરાં થયાં તે તો જુદાં. જેમ તેમ પાંસરા હાબતો દાબતો પેલા તુમાખી કર્નલ કારપેનટર આગલ આવી લાગો કે તુરત તેણે સવાલ કીધો, "Why are you late, Munchershah?"—"તમો મોડા કેમ છેવ મંચેરશાહ?

"Yes Sir! Very late! Let me make Khoolasa that whilst I was coming for drill Sir, a sailorman ધક્કા મારા, આઇ મેન પર ગયા, બ બ બટ મને થોડું લાગું, ધ ધ ધેટ સેલર મેન ભાગ ગયા," મેં ધ્રુજતાં જવાબ આપ્યો.

"Well that's no excuse" પેલો કર્નલ બબડ્યો.

"No Sir, it's a very big big excuse," રામરાવે તાપસી પુરી.

"Shut up! Hold your tongue at once!" કર્નલ સાહેબ છેડાઇ પડયા.

"આરી ત્યાનચી! તે ડુકર ખાઉ તેનચા મન મદી કાય ખાત ખાતોસ! તેનચા પોતા મદી, અસી એક તાઇટ લાટ દેશ તવાં એ હરામખોર જાવુનસી કબ્રસ્તાન મદી પડેલ, બરા કાય!" શંકરરાવ વચમાં બોલી ઉઠયો.

પેલો ગોરો તપીને લાલચોલ થઇ ગયો, અને બે સોલજરોને બોલાવી, હમારી આવી નઠાજતી ચાલ માટે શીક્ષા તરીકે ઓફીસરોના આગબોટ ઉપર બાંધેલા ઘોડાઓ અમારી પાસે બરોબર માલીસ કરાવવાનો હુકમ કીધો, અને તે પ્રમાણે શંકરરાવ, રામરાવ તથા સેવક પાસે ઘોડાઓ માલીસ કરાવ્યા. આવી હોજાતોજી વચ્ચે એડન આવી પોંહચ્યા, અને તેની બીજેજ દિવસે મારે નામનો અરજંટ તાર આવ્યો જે ધ્રુજતે હાથે મેં નીચે પ્રમાણે વાંચ્યો—

"Soonabai give birth to a child, more follows,"=Aunty Humabai.

"સુનાબાઇએ એક બાળકનો જનમ આપ્યો છે, વધુ હવે પછી આવે છે."-માસી હમબઇ.

"અરે તમારૂં સત્યાનાસ જાય તમારૂં! મુવા હમાબાઇ માસીબી આય ઉંમરે શું ઘોંટાલો વાલી મુવાં!" સેવક ડોસાંને નામની પટેટ ભણતાં બોલતો.

કંઇ બરોબર સમજ નહીં પડવાથી તાર પાછો ને પાછો વાંચવા માંડયો, અને પછી એક એક અક્ષર ઉકલાવતાં તેનો ગુજરાતીમાં તરજુમો કીધો, તેવીજ મારી છાતી ફાટી ગઇ, અને મનમાં ખભરવા લાગ્યો.

પાછલથી અચપ્રુચ રામરાવ વસી આવ્યો અને મારો બરડો ઠોકતાં અને સાબાસી આપતાં બોલ્યો, "લઇ લઇ મુબારકબાદી, મંચેરશાહ શેઠ! તુંમચી બાઇકોને એકી સાથ ત્રીન ત્રીન મુલગાચા જન્મ દીલા, અસી ખબર માજી બાઇકુને કાગળ મદી લીવલા હય, તવાં મી લઇ લઇ ખુશ જાલા. આઇચી સપટ! અતાં તુંમી સત્રા મુલગાચા ફાધર જાવુનસી દુન્યાચા રેકર્ડ કીલા, જવાં તુમી લઇ પ્રાઉડ જાલા હસેલ?"

કમબખત રામરાવે, મને મળેલી ખબરને ટેકો આપવાથી મને તો આ ધાસ્તી ઉપર ધાસ્તી લાગી, અને બીજો કાંઇ તાર કે કાગલ મલે, તેની આતુરતાથી રાહ જોતો બેઠો. તેવામાં બીજો તાર આવી લાગયો તેમાં વીગતે ખુલાસો કીધો હતો કે મારી સુનઇએ એક મારા જેવા આબેહુબ છોકરાનો જન્મ આપ્યો હતો, અને વધુ વીગતો હવે પછીના કાગલમાં મને પોંહચતી કરવામાં આવશે, એવું ઉપલા તારમાં દરશાવેલું હતું. આ ખુલાસાથી મારી ખાત્રી થઇ કે મારા સગાંઓએ, પેહલો તાર મોકલતી વખતે, વધુ વીગતો કાગલમાં લખસું, એટલે કે, letter follows ને બદલે more follows કરીને દરશાવેલું હતું, અને પેલા ફેકુંદાસ રામરાવે પણ પેલા તારને લગતી મને ખબર પુરી પાડી, તેથી આય બધી ગેરસમજુતી ઉભી થવા પામી હતી, અને આવી ખુશાલી વચ્ચે પાછી દલગીરી ફેલાઇ; કારણ કે હંમેશ મુજબ મને એકાએક એપેનડીસાઇટીસનો દુખારો થઇ આવ્યો, અને સેવક તો લોથપોથ થઇ, આયે જાહાન, જમીન ઉપર પડયો, અને આગબોટ ઉપરના ડાકટરે મારી માવજત કરી, મને પાછો ફરતેહરનો કીધો, અને આવી રીતે, ખુશાલી, દલગીરી, અને મુશકેલી વચ્ચે હમારી આગબોટ મારસેલસ આવી પોંહચી.

## લહાઇના મેદાનમાં તોપના ગોળાઓ વચ્ચે વીર સંઓરશાહ પહોરેગીર તરીકે!

જેવી અમારી રેજીમેનટ મારસેલસના બંદરે ઉતરી તેવાજ અમોને સ્પેશયલ ત્રેનમાં બેસાડી બેલજીયમની સરહદ ઉપર ધકેલવામાં આવ્યા. એક મોટા મેદાનમાં સંખ્યાબંધ તંબુઓ મારેલા હતા, કે જેમં હમો સઘળાંએ ઉતારો લીધો. દરેક તંબુમાં ત્રણ ત્રણ લોખંડના ભાંગાતુટા ખાટલાઓ મુકયા હતા, જેની ઉપર અમારા ઓઢવાના ચારસા પાંથરી બીછાનાં બનાવ્યાં. સેવકને બે ગોરા સોલજરો સાથ એક તંબુમાં મુકવામાં આવ્યો હતો અને નજદીકના તંબુમાં, શંકરરાવ, રામરાવ, અને એક ગોરો સીપાઇ કરીને ત્રણ જણ હતા.

બપોરના એકઠી વખતે સઘલાઓને ખાણું પીરસવામાં આવ્યું. ગોસ ખપી ગયલું હોવાથી અમલદારોના ઘોડાઓને જીવતાને જીવતા કાપી તેઓનું ગોસ ભુજી અમોને ખવડાવવામાં આવ્યું. સેવક, એક અથોરનાનઝાદો હોવાથી પેહલે તો અચકાયો, પણ કકડીને ભુખ લાગેલી હોવાથી અને પેટના તાસા સેકાતા હોવાથી, મનમાં સમજી ગયો કે, જો જરા પણ મચકાવા જવસ તો કોઇ બોહસ કરશે નહીં, અને નકામો ભુખે થોકરઇ મરસ, જેથી ખુદાનું નામ લઇ ગુપચુપ દપાટવા મંડી ગયો. પેલા તાત્યાઓબી સ્વાદ લઇ ચાંપવા લાગ્યા, પણ જ્યારે ખાતાં ખાતાં શંકરરાવના મોઢામાં ઘોડાની પુછડી સાથનો થોડો ભાગ આવ્યો ત્યારે કમબખત છછની પડયો, "આરી ત્યાનચી! તે ગાવડી લોકને કાય કીલા! આપના હીંદુ લોકચા ધર્મ દુખાવલા! આરી શીવ, શીવ, પરમેશ્વર! ચુક ઝાલી જરા માફ કરા!"

સેવક એક જબરો ખાધરો હોવાને સબબે પેટના તાસા સેકાવા માંડયા, અને ગુપચુપ મારા તંબુમાં જઇ, મારા માસીએ, આપેલું એક પેકેટ, જે મેં મારા બીછાના સાથ બાંધ્યું હતું, તે ખોલી અંદરથી કોઇની નજર નહીં પડે તેમ કરકરયાં ને વસાણું દપાટવા માંડયું ને વિચારવા લાગ્યો કે જો એમ રોજ ખાવાના વાખા પડશે તો સેવકની શી દશા થશે! જો મને આ બાબદની પહેલેથી ખબર હોતે તો મારા માસી ડીઅરને મારે સારૂ અવારનવાર વસાણાનું પારસલ મોકલી આપવાને કહી રાખતે, પણ હવે તો બાપુ દેશને ખાતર લડવા નીકલ્યા તો પછી બબડવામાં કોઇપણ સાર રહયો નહીં.

સાંજના ચાહ પીધા પછી અમોને કસરત આપવા સારૂ માર્ચ ઉપર લઇ ગયા. ચાલતાં ચાલતાં મારા પાટલુનની મોહરી નીચે ઉતરી ગઇ, તે સરખા કરવા ઉભો રહયો, જે ઉપર નજર પડતાં મારી B Company ના ઓફીસરે મને સવાલ કીધો, "Well, what are you doing?"

સેવકને અંગ્રેજી પાધરૂં થાકતું ન હોવાથી ભાંગાતુટાં ઇંગ્રેજીમાં જવાબ આપ્યો, "સ સ સ સર! આઇ એમ મેકીંગ માઇ પાતલુનસ 'બાથ રૂમ' ઓલ રાઇટ!"

બધા સોલજરો તથા ઓફીસરો મોટેથી હસી પડયા, અને સાથે સાથે શંકરરાવ તથા રામરાવ, જાણે શું એક અંગ્રેજી સમજી મરતા હોય તેમ ખરખર હસવા લાગયા, જે જોઇ મારૂં પાકીને પલેઠર થઇ ગયું, પણ મોત ચેતી માથું ધવરતો જેમનો તેમ ઉભો.

સત્યાનાસ ગીયાઓએ તો ચલાવી ચલાવીને દમદુચો કાઢી નાખ્યો, અને બુટ ઉંચકીને જોઉં છ તો ધસઇને સોલમાં મોટું જેવું ગાબડું પણ પડેલું, અને અમારી છાવણીમાં જતાંની સાથ જોભરવા બેઠા, અને પછી ધોઢલો લેવા ગયા, પણ સેવકને તો સેનટ્રી તરીકે 'નાઇટ ડયુટી' બજાવવાની હતી તેથી ફરજ ઉપર હાજર થયો. ખાંધે બંદુક મારી પાહરેગરની માફક, છાવણીની ચારે તરફ આંટા મારવા માંડયા, રોજ સાંજના પીઠામાં જવાની ખરાબ આદત હોવાથી, અને કકરતી થંઢી પડતી હોવાથી, સેવકનું પટેટા જેવું નાક સુકાવા માંડયું, અને જેમ તેમ સબુરી પકડી, ભેજાને કાબુમાં રાખી ફરજ બજાવવાની ચાલુ રાખી.

અરે મંચા! ઓ સત્યવાદી મંચા! આય તારી શી દશા! અરેરે, જે ઘરે ખુરસી ટેબલે બેસી નીરાંતે જોભરતો'તો, તે બીચારો હાલ સુકકાં પાંઉ અને ઘોડાનું ભુજેલું ગોસ ખાઇ દહાડા કહાડે છે, જે ઘરે નરમ નરમ ગોદરાંના બીછાનામાં સુતો'તો, તે બીચારો હાલને કાજ ચોકીબાનની કાની, ખડે પગે આખી રાત કકડતી થંડીમાં ઉભો ઉભો ચોકી કરે છે, જે રોજ બૈરી છોકરાં સાથે બેસી કાકરયા કુમાર, નાંકટીપકી અને એકકા ઉપર ચાર રમતોતો તે બાપડો છતી બૈરી છોકરે સુકઇ સુકઇને દહાડા કાઢે છે. અફસોસ! કમનસીબ મંચા, દસ હજાર અફસોસ છે તારાં એવાં કીસમત ઉપર!

આપણે તો બા એમ સમજતા'તા કે લડાઇના મેદાનમાં તો મોજમજાહ તથા ફુરસદને વખતે નાટક સીનેમામાં જવાનું મલશે, પણ બાપુ, આની ગમ તો અસારથી એવી હાડમારી પડવા લાગી કે સેવક તો થંડાગારજ થઇ ગયા. સહવારના ૬ વાગતે ઉઠી, પેહલાં હાજરી પુરાવવાની, પછી ખુલ્લા મેદાનમાં અકરૂં બેસી મોઢામાં આંગલાં ખોસી બે ત્રણ મીનીટ દાંતણ કરવાનું, જે બાદ

સઘલા જણે, એક સાથ બેસી બે ત્રણ દિવસની વાસી, વગર દુધ તથા ખાંડ વગરની કુંમરી ચાહ, એક એક સુકકા પાંઉ સાથે એક ટીનપાતની અંદર ગુપચુપ પી જવાની, અને પછી સઉ સઉના બુટ સાફ કરી બીછાનું કરવાનું, અને જો કાંઇ કપડાં ધોવાં હોય તો નલ પર બેસી હાથે ધોઇ સુકાવા મુકવાના. નહીં મલે ધોભણ, કે નહીં મલે ઝાડુ કાઢી તંબુ સાફ કરવાવાલી ગંગુ ઘાટન, કે નહીં મલે કપડાં સીવી, ઘડી કરી મુકવાવાલી આયા એનઝેલીન કે નહીં મલે તરકારી તથા ગોસ કાપી, સમારી રાંધી આપવાવાલો બબરચી અનદુન. અહીં તો બધું હાથેજ ફોડી લેવાનું. આ બધી રોજની ફરજ આતોપ્યા પછી મેદાનમાં કસરત સારૂ હાજરી આપવાની કે જયાં અમોને લગભગ કલાકવેર કસરત કરાવી દમદુચો કાઢી નાંખવામાં આવતો. બપોરના ખાતી વખતે પપેટા તથા કાચ્ચા ગોસની એક વાણી તથા વધારામાં ધુખરાયલાં ચાવલ સાથે પાણી જેવી કરી આપવામાં આવતી. તે બાદ અમો પાસે અમારા વડા ઓફીસરોના કપડાં ધોવડાવી બુટો સાફ કરાવવામાં આવતાં. સાંજના ચાહને બદલે એક ગ્લાસ પાણી આપવામાં આવતું, જે બાદ અમોને માર્ચ ઉપર લઇ જઇ થાકવી મુકવામાં આવતા. રાતના ખાતી વખતે પાછું પપેટામાં ગોસ તથા આરારોટનુ પુડીંગ પીરસવામાં આવતું હતું, જે પછી અમો ઓઢીપોઢી સુઇ જતા.

કેમ બીરાદરો, આ મારો સુખવાસી, એક લશકરી સેપાઇ તરીકેનો હેવાલ વાંચી શું વીચાર કીધો? તમોને પણ મારી માફક લડાઇના મેદાનમાં જવા ગમેછ કે?

એટલા ટુંક વખતમાંજ સેવકની ખાતર જમા થઇ ગઇ, અને મકકમ ઠરાવ કીધો કે ભવિષ્યમાં ગોવેનો ગવરનર થવશ, ભાડુતી વીકટોરીઆ હાંકનાર ઘહલીચોર થવશ, કોરપોરેશનનો મેમબર થવશ, ચના કુમરા વેચવાવાલો થવશ, ગામડી રાજો થવશ, યા તો કે ફેરચો બનશ, પણ મરતાં કે લશકરી સીપાઇ અથવા તો ચોકીદાર તો નહીંજ થવશ!

રાત પડેલી હોવાથી આજુબાજુ સઘળી ચુપકીદી પંથરાઇ હતી, અને સેવક બીહકણો હોવાથી જરા પણ અવાજ થતાં મોઢામાં

આંગલાં ઘાલી થરથર ધ્રુજતો, અને આવી રીતે ધારતીનો મારેલ જેમતેમ આખી રાત પસાર કીધી, અને સહવાર પડતાં લોથપોથ થઇ મારા તંબુમાં જઇ ખાટલા ઉપર પડયો.

જેવો ચાહ પીવા બેઠો કે ધુમ ધ્રુમ તોપો ફુટવાના અવાજો સંભલાયા, અને સેવકના લપ્પા લેવાવા માંડયા, અને એક બંબગોળો અમારી છાવણીની લગભગ ત્રણ માઇલ ઉપર ફુટતાં અંદરથી આગના ગોટેગોટા તથા ધુમાડો નીકલતાં જોઇ, પેલો તાત્યો રામરાવ કહે 'આઇ! આઇ! દફ્ખા ઉડલા,' તેમ વખત જતાં આપણા પારસી પહેલવાન વીર સંચેરશાહજીનો દફ્ખો ઉડવાનો હતો, તેમાં જરાપણ શક નહતો.

આવો દીલ પીગલાવનારો, ધર્તી ધ્રુજાવનારો તથા છાતી ધપકાવનારો દેખાવ જોઇ સેવક મનમાં બરબડવા લાગ્યો કે, "આવી રીતે લડાઇ કરવાથી કંઇ લાભ થતો હશે? ખચ્ચીતજ નહીં. કંઇક રાજપાતો ઉથલપાથલ થઇ જતાં હશે! બાહદુર સોલજરોનાં રૂવાનો જંગે મેદાનમાં રવડતા હોવાથી સંખ્યાબંધ કુટુંબો નીરાધાર થતાં હશે! કંઇકે રંડાતા, પસતાતા તથા લડાઇનાં નામથી તરખાતા હશે, તો બાપુ આવી ખાનાખરાબી વચ્ચે લડાઇ કરવામાં શું ગમ્મત પડતી હશે!

બપોરના ખાતાં ખાતાં પાછું ધુમ ધ્રુમ તોપો ફુટવાના અવાજો, મારા મેલથી ભરેલા કાનો ઉપર પડયા, અને દુશમનો અમારી છાવણી ઉપર એકાએક હુમલો લાવ્યા હશે એમ માની મારા જીગરમાં એવી દાસ્તી બેસી ગયલી કે નાહતાં, ધોતાં, સુતાં, ખાતાં, દાઢી કરતાંબી હું મારી બંદુક બસ સાથેને સાથેજ રાખતો.

રાતના જોભરી સુવા ગયો, અને ઘણી થકઉ હોવાથી સેવકને હાજતે જવાની જરૂર લાગી અને બહાર અંધારામાં જવાની બીહક લાગવાથી પેલા તાત્યા શંકરરાવના તંબુમાં જઇ તેને બે ત્રણ ધોંસા મારી ઉંઘમાંથી ઉઠાડયો, અને પછી હમો બેઉ જણા બહાર મેદાને પડયા કે તુરત એક ગોરો સોલજર કે જે સેનટ્રી તરીકે પાહરો ભરતો હતો, તેણે હમો તરફ પોતાની બંદુક તાકતાં સવાલ કીધો, "Who goes there?"—"ત્યાં કોણ જાયછ?"



"Who goes there?"

તુરત હમોએ બે હાથ ઉંચા કરી જવાબ આપ્યો, "આઇ વીર મંચેરશાહ મદારી એન્ડ શંકરરાવ ખટખટે ઓફ બી કંપની કાપેરિલ."

"Where to" પાછું પેલા સેનટ્રીએ પુછ્યું.

"To call of nature," મેં ઉત્તર વાલ્યો.

"Explain yourself?" પેલા ગોરાએ પાછો સવાલ કીધો

Can't explain! feeling very shy, sir!" મેં જવાબ આપ્યો.

પણ શંકરરાવનો કાંડો ખીલી આવવાથી બોલી ઉઠ્યો, "આરી ત્યાંચી! તે ગોરે લોક તરી સાવ ગાવડી હય! તેચી અંદર કાય એકસપ્લેનેશન દેયાચા! પલા, મંચેરશાહ, જલદી પલા, લઇ ઉસીર ઝાલા, નાઇ તરી કાંઇ ગોટાલા હોએલ."

અમારૂં અગત્યનું કામ આટોપી પાછા તંબુમાં જઇ સુઇ ગયા, પણ સેવકને ઉંઘમાં બબડવાની ખરાબ ટેવ હોવાથી ઉંઘમાં ને

ઉંઘમાં "To arms! To arms! કરીને બુમ પડઇ ગયલી હશે કે શું તેથી મારી સાથે સુતેલા બે સીપાઇઓ જાગી ઉઠ્યા, અને સેનટ્રીએ બ્યુગલ ફુકેલું હોવાથી આખી કેંપ જાગી ઉઠી અને જોતેજોતામાં સઘલા સોલજરો બંદુક સાથે સજ થઇ મેદાનમાં ઉભા. ગડબડ થયલી હોવાથી સેવક પણ જાગી ઉઠયો, આજુબાજુ જોતાં મારી નજર બધા સીપાઇઓ તૈયાર થઇ ઉભેલા તે ઉપર પડી. કમાનડીંગ ઓફીસર પણ મારા તંબુ આગલ આવી પોંહચ્યો, અને શું બનાવ બન્યો હતો તે માટે પુછપરછ કરવા લાગ્યો અને પછી સેવક તરફ ફરી બોલ્યો, "Well Munchershah, what is this gurbur about?"

"About nothing sir!" મેં જવાબ આપ્યો, પણ મારી સાથે સુતેલા એક સીપાઇએ ઓફીસર સાહેબના કાનપર પડી શું ઘોંટાલો થયલો તે સમજાવવાથી ઓફીસર સાહેબ એકદમ તપી ગયા, અને મારી આવી ચાલ માટે મને બે દીવસ સાવ ભુખો રાખવાનો હુકમ કરી ત્યાંથી વીદાય થયા.

સહવારના ઉઠતાંને વાર મારે નામનો કંઇ તાર આવ્યો. આ કંઇ મોતના સમાચાર હતા. ઉતાવળથી ખોલી મેં નીચે પ્રમાણે વાંચ્યું:—

Hamabai Masi dead. Funeral to-morrow morning, heart-felt sympathy—Soonai.

"હમાબાઇ માસી ગુજરયાં છે-પાયદસ્ત આવતી કાલે સવારે, ખરાં જીગરની દીલસોઝી-સુનાઇ".

ઉપલા દલગીરીભરયા સમાચાર વાંચતાની સાથ સેવક જમીન ઉપર ફસડાઇ પડયો, અને આંખમાંથી જાંબુર જેવા મોટાં આસુઓ તપકાવી પોકેપોક રડી પડ્યો, અને નાહલાં બચ્ચાંની માફક માથાના બાલ પીખી નાંખ્યા. મારો રડવાનો અવાજ સાંભળી, શંકરરાવ, ગમરાવ, બીજા સોલજરો તથા કમાનડીંગ ઓફીસર કર્નલ કારપેનટર મારા તંબુમાં દોડી આવ્યા અને શું બનાવ બન્યો હતો તે માટે આતુરતાથી પુછપરછ કરવા લાગ્યા.

ગડબડ સડબડમાં કર્નલ સાહેબે 'What's up' કરીને પુછ્યું.

સેવકે તો રડવાનું ચાલુજ રાખ્યું, પણ પેલા ચટપટયા ખટપટયા શંકરરાવે તાપસી પુરી, "સ સ સ સર! Muncher-shah's માતુશ્રી alias his father's wife, that is to say, his one and only loving mummy died at once. Very very sad and too much bad news, Sir."

"મંચેરશાહના માતુશ્રી ઉરફે તેના બાવાની ધણીયાણી, એટલે કે, તેની એક અને એખલી વહાલી મમી એકદમ મરી ગયાં. ઘણી ઘણી દલગીરીભરી અને ઘણીજ ખરાબ ખબર સાહેબ."

કર્નલ સાહેબને દયા આવવાથી મારો બરડો પસવારતા સવાલ કીધો, "Is't so, Munchershah?"

"Yes, Sir, it is perfectly so, so! My darling masiji, that is my mother's late father's daughter, alias my late mother's one and only sister so to say my hired mother is suddenly off, because her beloved, sacred, heart stopped working, due to less horse-power that is in short, she died,"

"હા, સાહેબ, તે તદનજ એમજ, એમજ છે! મારાં વહાલાં માસીજી, એટલે કે મારાં માયના મરહુમ બાવાના દીકરી, ઉરફે મારાં મરહુમ માયની એક અને એખલીજ બહેન, કહો કે મારાં ભાડુતી માય અચબુચ ધપી ગયાં છે, કારણકે તેવણનું વહાલું પવીત્રં જીગર, ઓછા હોરસ-પાવરને સબબે કામ કરતું અટકી ગયું હતું, એટલે કે ટુંકમાં તેવણ મરણ પામ્યાં છે."

મેં ભાગાતુટા અંગ્રેજીમાં કર્નલ કારપેનટરને સમજાવ્યું, અને પછી મારાં પેહસ્તન માસી ડીઅરની તે ગોરા કર્નલ આગળ સીફારસ કરતાં બોલ્યો, "My masiji of late, was a charming girl of only seventytwo and was very loving and kind to me. She always made me sit on her

front legs, and pet me like a doggie, and when I cry and cry, she used to give me Limji Biscuit, Chocolate, Peppermint and Bokhari Aloos. I don't understand why God called her away from us, and I am quite sure as a gun-shot that I will never get again such a good masiji like her. As she had no babies from the very beginning, she had made me her son, as I am to day, and I request God to give her best living place in the very best locality in Heaven."

"મારાં મરનાર માસીજી ફકત બોંતેર વરસની ચારમીંગ છોકરી હતી, અને મારી તરફ ઘણાં વહાલાં અને માયાળુ હતાં, તેવણ હમેશાં મને પોતાના આગલા પગોની ઉપર બેસાડતાં હતાં. અને મને એક કુતરાંની માફક પસવારતાં હતાં, અને હું જયારે રડતો અને રડતો હતો ત્યારે તેવણ મને લીમજી બીસકુટ, ચાકલેટ પેપરમીટ અને બોખારી આલુ આપતાં હતાં. હું સમજી નહીં શકતો કે ખોદાએ તેવણને અમો આગળથી કાંય બોલાવી લીધાં છે, અને તોપના ગોળાના જેવો હું તદન ખાત્રીપુરવક છેઉં કે તેવણના જેવાં ભલાં માસીજી મને પાછાં કદીબી મળનારજ નથી. તેવણને પહેલેથીજ કાંઇબી બચ્ચાંઓ નહીં હોવાથી તેવણે મને પોતાનો દીકરો બનાવ્યો હતો, કે જેવો હું આજે છેઉં, અને હું ખોદાયજીને અરજ કરૂં છું કે બહેસ્તમાં ઘણાજ સૌથી સરસ લતામાં સૌથી સરસ રહેવાની જગ્યા તેવણને આપવી."

આ મારા બેહસ્ત મુકામ પામેલા માસીજીની લાયકી તથા મારા કરમની કાહણી સભલી પેલો ભલો કનલ મારો બરડો થોકી• સધયારો આપવા લાગ્યો કે તુરત ધુંમ, બોમગોલા તથા કરરર બંદુક ફુટવાના અવાજો હમારે કાંને પડયા, અને ગારડસમેનોએ બ્યુગલો ફુંકવા માંડયા. કર્નલ સાહએ આંખે દુરબીન મારી જોયું તો દુશમનો હમારી છાવણીની લગભગ એક માઇલને છેટે આવી પોહચ્યા હતા.

"To arms! To arms! Follow in" કરીને કર્નલ કારપેન્ટરે હુકમ આપ્યો.

બધી દોડધામ તથા ગડબડસડબડ થઇ રહી, અને કોઇ આમ તો કોઇ તેમ દોડવા લાગ્યા, અને જોતજોતામાં, શંકરરાવ, રામરાવ, તથા બધા સોલજરો, દુશમન ઉપર હુમલો લઇ જવા તૈયાર થઇ મેદાનમા ઉભા. સેવકે પહેલેથીજ એઠી મારવાનો ઠરાવ કીધેલો હોવાથી બધાની નજર ચુકવી જાણે પાછું અસલ કાતીલ દરદ એપેનડીસાઇટીસનો દુખારો થઇ આવ્યો હોય તેમ ગોદરૂ ઓઢી ખાટલે પડયો અને કાંસકુસ કરવા લાગ્યો.

'રોલકોલ' લેતાં મારી ગેરહાજરી માલુમ પડવાથી કર્નલ સાહેબ બે ત્રણ સોલજરો લઇ મારા તંબુમા ધસી આવ્યા. તે જોઇ મેં વધારે કાંસકુસ કરવા માંડી. પણ તે બધું ફોકટમાં ગયું, અને કર્નલનો હુકમ થવાથી પેલા સોલજરોએ જાણે મુરડાંને મસાનકાંઠે ચઢાવતા હોય તેમ મને તાંત્યામાંથી પકડી બેધડક જમીન ઉપર ફેંકી દીધો અને સેવકને જલદીથી કપડાં પહેરી મેદાનમાં પડવાનો તાકીદે હુકમ આપી કર્નલ કારપેન્ટર સાથી ચાલતો થયો.



લબરતાં કપડાં પેહરી મારા બીજા ગોઠયાઓ સાથે ઉભો.

એક પગમા બુટ, બીજા પગમાં મોજાં, લબરતું પાટલુન તથા જેમ ફાવે તેમ કપડાં પહેરી જલદીથી મારા બીજા ગોઠયાઓ સાથે ગોઠવાયો કે તુરત હમો દુશમનો (જરમનો) ઉપર ધસારો લઇ ગયા, ધડાધડ બંદુકો ફુટવા માંડી, અને ધડાધડ એકએક પછી એકએક બંને બાજુના બાહાદુર સોલજરો જીઓ કરવા લાગ્યા. જોતજોતામાં તો લગભગ હમારી રેજીમેન્ટના ૪૦૦ સોલજરો માર્યા ગયા, અને જરા બાજુએ નજર ફેંકુ તેટલાં એક દુશમનને સામેથી તથા બીજાએ બાજુમાંથી મારી તરફ પોતાની બંદુકો ટાંકી, અને આવી કઢંગી રીતે સપડાયલો જોઇ, મેં બન્ને હાથો ઉંચા કરી શુઇ! શુઇ! કરીને બુમો પાડી હાથમાથી બંદુક ફેંકી દીધી, અને ગજવામાથી મરચાંની ભુકી કાઢી દુશમનો તરફ ફેંકી, પણ તેની કંઇ પણ અસર નહીં થયલી હોવાથી બે હાથો જોડી, મને જીવતો રહેવા દેવા માટે તે ઓહાક જરમનોને આજીજી કીધી, અને તે લોકને દયા આવવાથી ત્યાંથી ચાલતા થયા.

એક પગલું આગલ ચાલતાં જોઉંછ તો કર્નલ કારપેનટરનું રૂવાન જમીન ઉપર લોહીના ખાબોચ્યાંમા પડેલું હતું, અને તેની જરા છેટે પેલા શંકરરાવ તથા રામરાવના લોહીથી ખરડાયલાં મુરદાં પડેલાં હતાં, જે દેખાવ જોતાં સેનકની આંખે અંધારા આવી ગયાં. આવી રીતે, આરી ત્યાંનચી શંકરરાવ ગયો તથા આઇ, આઇ, ડબ્બા ઉડાવાવાલો રામરાવનો પણ અંતે ડબ્બો ઉડયો, અને હવે ફકટ રહયો આપણો શુરવીર મકોરી પહેલવાન સત્યવાદી મંચો તથા ગણત્રીના પાંચ પચ્ચીસ સીપાઇઓ.

તુરત ગજવામાંથી ભણવાની ચોપડી કાઢી, માંથે રૂમાલ નાંખી પેલા કર્નલ, શંકરરાવ તથા રામરાવના રૂવાનો આગળ ગુંથણ મંડીએ પડી 'પતેત રૂવાન'ની ભણત્રા લાગ્યો, અને પછી રૂદન કરતા બોલ્યો, "અય દગલબાઝ દોરંગી દુન્યા! આય તારો શો કોપ! ઓ પ્રભુ! તું મારા ઉપર એટલો ગુસ્સે કેમ છે? તેં આમ દયા બતલાવી ગરદન મારી, મારા જીવેજાન દોસ્તો શંકરરાવ તથા રામરાવને જીવથી કાંય મારી નાંખ્યા? અરેરે, ગઇ કાલે તો બીચારાઓ અત્યારે

મારી સાથે બેસી પટેટામાં ગોસ ને ખરચાની જેલી ખાતા'તા, ને આજે તો દેખું બાપડાઓ બકરાંની માફક, લડાઇના મેદાનમાં કપાઇ સુવાછ! અરે હવે હું એ લોકની વીધવા બાઇકોને મારૂં મોઢું કેમ બતલાવશ? આરી સાનચી શંકરરાવ, તારી વીધવા બૈરી ગંગુબાઇ મને સવાલ કરશે કે, "મંચેરશાહ, તમે કાંય નહીં તેને બદલે કપાઇ સુત્રા" તો હું તેને શું જવાબ આપશ? ઓ ખુદા! તેં એ બીચારાઓને મારી નાંખ્યા તેના કરતા મનેજ કાંય નહીં મારી નાખ્યો રે! હું જીવીને શું સુખ જોવાનો ઉતો રે! ઓ! ઓ! ઓ! ઓ!"

અને હજી તો માંરૂં ઉપલું દાસ્તાન ખલાસ કરૂં તેટલાં અચાનક કોઇ મારા હેતના કટકા, તથા મારૂં ભલું ચાહનાર દુશમને મારા ઉપર હેત આવવાથી બંદુક ટાંકી, અને ગોલી બરોબર કમ્મરમાં લાગવાથી, "ઓ બાપરે!" કરીને બુમ પાડી, સેવક પેલા ત્રણોના અશો રૂવાનો આગલ ઢગલો થઇ પડયો, અને સુતાં સુતાં નીચે પ્રમાણે બોલ્યો :

"સુતો છે જંગનાં મેદાનમાં માસીનો મંચો,
થયો છે એના ભેંજાનો સાવ કુરચે કુરચો,
દુશમનોની ગોલી લાગતાં થયો છે મંચો બેજાન,
મેદાને પડી બાપડો થયોછ હેરાને હેરાન,
જતો ના ફરીથી મંચા તું જંગે મેદાન,
નહીં તો કે થશે તું સાવ લોહીએ લુહાન."

મંચા! હાયરે મંચા! અંતે તારા થયાછ કુરચે કુરચા! બાવા જાન, તેમાં તું શું કરશે! એ તો નસીબમાં બનવાનું તે બન્યું. જેવાં તારા કીસ્મત!

માહ મુસીબતે ઉઠવા ગયો, પણ કમ્મરમાં સખ્ખત દુખારો થઇ આવવાથી તમ્મર ખાઇ, પાછો જમીન ઉપર પટકાઇ પડયો. પણ સેવકનો કેસ ઘણો ગંભીર લાગવાથી એક સ્ટ્રેચરપર નાખી મીલીટરી ઇસ્પીટાલમાં ખસેડવામાં આવ્યો, અને સીધો બેહસ્તમાં જવાને બદલે ખાસ્સો ઇસ્પીટાલમાં આવ્યો, તે માટે મનમાં મલકાવા લાગ્યો.

જેવો મને ઇસ્પીટાલમાં દાખલ કરવામાં આવ્યો કે તુરત પંદર વીસ ડાકટરો તથા દઝન એક ગોરી ગોરી દહીંતરાં જેવી નર્સો મારી આસપાસ ફરી વળી, મારી સારવાર કરવા મંડી ગયાં. મારો કેસ ઘણોજ ગંભીર હોવાથી મારા ઉપર તુરત ઓપરેશન કરવામાં આવ્યું, જે કરતાં મને ઘણો દુ:ખાવો થવાથી, છેડાઇને પાસે ઉભેલા એક ડાકટરને પેટમાં ગોદો મારી કાઢ્યો, અને મારા બીછાંનાની લગોલગ ઉભેલી એક નર્સનાં હાથે વળગી મને જીવાડવા કાલાવાલા કરવા લાગ્યો,

ઓપરેશન કરી મારી કમ્મરમાંથી એક નાની બુલેટ કાઢવામાં આવી, જેથી મને ઘણો કરાર થયો, અને બંદાનો કેસ આઉટ ઓફ ડેનજર જાહેર થતાં, ખુદાનો આભાર માનવા લાગ્યો; જે બાદ મને એક ડાકટરના ચાર્જમાં સોંપી, સઘલા ત્યાંથી વીદાય થયા.

સેવકે જોયું કે ઇસ્પીટાલમાંથી બહાર પડતાં પાછું લડાઇનાં મેદાનમાં ધકેલવામાં આવશે, વાસ્તે લાગતાવલગતાઓને ભુલ થાપ આપી, ઇસ્પીટાલમાંથી સીધો મારે વતન મુંબઇ જવા માટે કંઇ પણ યુકતી શોધી કાઢવા સારૂં ચપળ ભેજું કશવા લાગ્યો, અને આખરે મેં ભેંજામાં એક પ્લાન ઘડી કાઢ્યો, કે પેલો ભલો ડાકટર, કે જેના ચાર્જમાં મને એક પેશન્ટ તરીકે મુકવામાં આવ્યો હતો, તેને મારા ફુટેલાં કરમની કાહણી કહી સંભલાવી, હાથમાં થોડાં દોઢયાં સેરવી, સેવકને અનેક જાતનાં દરદો તથા નબલાઇ થયલી હોવાથી, પાછું લડાઇના મેદાનમાં જવાને તદ્દન નાલાયક હોવાનો ઇસ્પીટાલના વડા તબીબ ઉપર રીપોર્ટ કરી મને મારા માદર વતન મુંબઇ પાછો જીવતો જાગતો, જેમનો તેમ, ધકેલી દેવાને કોઇ પણ હીસાબે અને જોખમે, પેલા ભલા ડાકટરને સમજાવાનો મક્કમ ઠરાવ કીધો.

પણ મહેરબાનો, તેમજ થયું. બીજે દીવસે સવારના ઉઠતાંને વાર પેલો ભલો ડાકટર મારી ખબર પુછતો બીછાના આગલ આવ્યો, અને તેને સારા મુડમાં જોઇ, લગાર ગંભીર ડાચું કરી, આંખમાં આંસુઓ લાવી ખોખરે સાહદે તેના કાન ઉપર પડી, મારો ઉપલો પ્લાન ધીરજથી કહી સંભલાવ્યો.

પસરયોરે, મારા બાપ! પેલો ગોરો ડાકટર સાબુત પસરયો,, અને મારો પ્લાન તુરેતાતુરત અમલમાં મુકવાનું વચન આપી ત્યાંનો ત્યાં ઇસ્પીટાલનાં વડા ઉપર નીચલો રીપોર્ટ લખી મોકલ્યો—

Vir Munchershah Madari, the below-mentioned patient in my charge, is quite delirious and as he is suffering from acute pain of appendicites and other numerous diseases, is quite unfit and useless for any battle-field and, therefore, I strongly recommend to pack him off and send him back to his beloved father-land without any further delay.

Yours obediently,
Captain Coliflower
(Doctor in charge).

આ રીપોર્ટનો ગુજરાતી તરજુમો નીચે મુજબ છે:—

મારાં અખત્યારમાંનો નીચે વરણાવેલો વીર મંચેરશાહ મદારી તદન લવારોબકારો કરે છે, અને તે એપેનડીસાઇટીસના સખત દુઃખારાથી અને બીજાં સંખ્યાબંધ દરદોથી પીડાતો હોવાથી તે કોઇબી લડાઇના મેદાન માટે તદન નાલાયક અને નકામો છે, અને તેથી કાંઇબી વધુ ઢીલ વગર તેની વહાલી બાપીકી ભુમી તરફ તેને પેક કરી દઇને પાછો રવાના કરવાની હું મજબુત ભલામણ કરૂં છું.

તમારો તાબેદાર,
કેપ્ટન કોલીફ્લાવર,
(ડાકટર ઇન ચારજ)

તુરત એક નોકરને બોલાવી કેપ્ટન કાલીફ્લાવરે, ઉપલો રીપોર્ટ વડા તબીબ ઉપર મોકલી આપ્યો, અને હરખમાં આવી જઇ મેં પેલા કેપ્ટનને વલગી પડી કીસીપર કીસીઓ લીધી, અને હંમેશ બે મરઘાનો સુપ પીતો હતો તેને બદલે ચાર મરઘાનો સુપ લાવવાનો હુકમ કીધો, અને પેલો નોકર ઉતાવળમાં કંઇ ચીઠ્ઠી લઇ

પાછો આવ્યો, અને પેલા ભલા લાંચ્યા ડોકટરે મને મારે વતન મુંબઇ જવાની મલેલી રજાના ખુશાલીભર્યા સમાચારથી મને વાકેફ કીધો, જે સાંભલતા, હરખમાં આવી જઇ મેં પેલા ડાકટરને કોઇ નહીં જોય તેમ ૧૦૦ રૂપીયાની નોટ સેરવી દઇ, તેનો ટોપલા ભરી આભાર માન્યો.

મારી રવાનગીની ખબર પોંહચાડવા સારૂં મેં મારી મુંબઇ ઉપર એક્ષપ્રેસ તાર કીધો—

"Starting alive and all alone for Bombay to-morrow morning. Shankerao and Ramrao are in seventh Heaven. Very very sorry for Gangubai and Tarabai. Kisses to our regiment of babies."

Vir Munchershah.

"જીવતો અને તદન એખલોજ મુંબઇ માટે આવતી કાલે સવારના ઉપડું છું. શંકરરાવ અને રામરાવ સાતમા બહેસ્તમાં છે. ગંગુબાઇ અને તારાબાઇ માટે ઘણો ઘણો દલગીર છું. ભુલકાંઓની આપણી રેજીમેન્ટને કીસીસ."

વીર મંચેરશાહ.

બીજે દીવસે સહવારના, મારસેલ્સ બંદરથી ઉપડતી એક સ્ટીમરમાં સીક પેસેનજર તરીકે ચઢાવી, મને મારે વતન મુંબઇ પાછો જેમનો તેમ રવાના કરવામાં આવ્યો, પણ સેવકમાં આટલા ટુંક સમયમાં આસમાન જમીનનો ફરક પડી ગયલો. અસલનો માંસદાર, ચરબદાર, અને ફરયેદાર શુરવીર મંચો કયાં, અને હાલનો લુખ્ખો સુકકો, સુકકા લેવટા જેવો મંચો કયા! પેલા કહે તેમ વીર મંચેરશાહ શેઠની ગીલીટ સાવ નીકલી ગયલી તો પછી બેહસ્તીમાં જોર, ઝમક અને ચમક તે કયાંથી રહે!

કાંઇ પણ ફીકર, ચીંતા, ભેંજા ઉપર ભાર અથવા તો જંગના મેદાનની જરાપણ ધાસ્તી નહીં હોવાથી નીરાંતે હું આગબોટમાં પડી રહેતો, અને વખત પસાર કરવા સારૂં આખો દીવસ ભણુયાજ કરતો.

એક સહવારના ડેક ઉપર બેસી ભણતાં, આંખમાં આંસુઓ લાવી, મારા બેહેશ્તન એકપુરાં હમાબાઇ માસીને યાદ કરતાં બોલ્યો,—

"Oh masiji of mine, where art thou!
In Heaven or Hell, why can't you tell?
I remember you, every now and then,
Will be coming to you, but don't know when?
May God bless you, and grant you eternal peace.
And I wish you all these, with a long long sneeze.
Oh! masi of mine, wherever you may be,
Please remember me, so long as, I am away from thee."

૧૩ દીવસ જોતજોતામાં પસાર થઇ ગયા, અને બીજે દીવસે સહવારના એલેકઝાનડરા ડોકસ કે જ્યાંથી સેવક ઉપડયા હતા, ત્યાં પાછી મારી પધરામણી થનાર હોવાથી સગાંઓ, દોસ્તો, દુશમનો, વખાણનારાઓ, ચાહનારાઓ, ધીકકારનારાઓ, રંગબેરંગી કપડામાં સજ થઇ, મોટી સંખ્યામાં મારી રાહ જોતા ઉભા હતા, અને જેવી મારી આગબોટ અંદર નજદીક આવી કે તુરત મારા વતન મુંબઇના રહીશોએ મારા માનમાં 'It's a long way to Tiperrary' ના રાહ ઉપર જોડેલું ગાયન, સઘળાં સાથે મલી મોટે સાહદે ગાવા માંડયું—

## ગાયન.

મંચેરશાહ મદારી નામનો પારસી એક જવાન,
ગીયો લડવા જરમન સામે જંગના મેદાન,
ધુમ ધુમ છુટયો હવામાં દુશમનનો ગોલો,
અરે! અચયુચ ઉડયો મંચેરશાહ મદારીનો હબ્બો.

### કોરસ.

મંચા, માસીના મંચા, થયાચ તારા ફુરચા,
દુશમન સામે લડી કાંય મરયો, બેવકુફ કાંય તું બન્યો,
મંચા! મકોરી પેહલવાન, પોરયો તું નાદાન!
લાગી જરમન ગોલી મકકમ કમરમાં, મંચો સું ધારે!
ગોલી લાગતાં મંચો પડયો ચત્તોપાટ મેદાન,
ઇસ્પીટાલે પડી બાપડો થયો બહુ હેરાન,
બૈરી છોકરાં ઘરે બેઠાં પોકેપોક રડે,
મંચો બાપડો છાટી કુટી હાયહાય બહુ કરે.

બંદર ઉપર આગબોટ આવી પોંહચતાં લંગર નાંખતાંની સાથ સઘલાં, જાણે મને ફાંસવા, અથવા તો જાણે સેવક ઘણે લાંબે વખતે જેલજાત્રા ભોગવી અથવા તો કાલાપાણીએથી પાછો ફરતો હોય તેમ આગબોટ ઉપર ધસી આવ્યા, અને ગંગુ, તારાબાઇ તથા છોકરાંઓ મને વલગી પડયાં, અને સુનઇ, મને દાબીને બગલગીરી કરતાં બોલી, "જી ભરૂં મંચેરશાહ, તમો સોહરઠંસુકઇને સુકકા લેવટા જેવા કેમ થઇ ગયા? મદઇની તબીયત તો ઠીક છેને? કંઇ નહી, જરાપણ ફીકર ના કરતા મરૂં, હું તમોને સુંઠ, વસાણું તથા મરઘાંનો સુપ પાઇ, બરદાસ્ત કરી, પાછું અસલના મસાલેદાર ચરબદાર મંચેરશાહ બનાવશ! સમજ્યા કે મરૂં?"

સઘલાંએ મારા ઉપર હારતોરાનો વરસાદ વરસાવ્યો, અને પછી ટુંકમાં જંગે મેદાનનો કરૂન કીસ્સો કહી સંભલાવ્યો, જેનો દયાજનક, જીગર ચીરી નાંખે એવો હેવાલ સાંભલતાં કેટલાં પોચા હૈયાવાલા પોકેપોક રડી પડયા, જયારે કેટલાંક તો સાવ બેશુધ્ધ થઇ ગયા, અને પછી મને ખુદ માંથે બેસારી, ઉપલું મારા માનમાં જોડેલું ગીત ગાતાં ગાતાં, ખુશાલીના પોકારો કરતાં, લોકો સરઘસનાં આકારમાં પુઠે પુઠે ચાલતાં, મારા ઘર વેર આવી પોહચ્યાં, અને સેવક આ મહાન લડાઇમાં પહેલવહેલો પારસી તરીકે બાહદુરીથી જીવતો જાગતો પાછો ફરયો તે માટે બરડો થોકી, મને શાબાશી ઉપર શાબાશી આપવા લાગ્યા.



**મને ખુદ ખાંધે બેસારી, લોકો સરઘસનાં આકારમાં મારી પુઠે ચાલવા લાગ્યાં.**

વલતે દીવસે સહવારના છાપાંઓમાં સેવકના માનમાં આરટીકલો છપાઇ, જાબજા વખાણ થઇ, જે વાંચતાં, મારી તથા સુનઇની છાતી ગજ ગજ ખીલી નીકલી, અને જયારે, આપણી રાજ કરતી ખુદ'દ સરકારે મારી બાહાદુરીની અદના ઇધાની તરીકે, બેસ્તાં વરસનાં દીવસે 'ખાનબહાદુર' નો ખેતાબ એનાયત કીધો ત્યારે તો જાણે મ'ચેરશાહજી સાતમે આસમાને પોંહચી ગયા. બસ, તે દીવસથી આપણો શુરવીર સેવક મ'ચેરશાહ, ખાનબાહદુર મ'ચેરશાહ હમબઇજી અવારી ઉર્ફે મદારીના લાડકા નામે કુલ જહાનમાં ઓળખાવા લાગ્યો.

બસ, બસ, હવે તમો આગલ વધુ દ'ફાસ મારવા કરતાં ખુલ્લે ખુલ્લુ' જાહેર કરવાની રજા લઉ' છુ', કે ભવીશમાં હુ' લગન, નવજોતમાં જવશ, પાયદસ્તે, ઓટલે ઉઠયાણે જવશ, એકાદ સીનેમાનુ' ચોપાન્યુ' કાઢશ, નાટક સીનેમામાં તથા માહબ્લેશ્વર, માથેરાન જવશ, લેડીઝ જીમખાનામાં જવશ, રેસમાં જવશ, ચોર બજારમાં જવશ, અથવા તો તમો કહેશો ત્યાં જવશ, પણ કોઇ કાલેબી પાછો લડાઇના મેદાનમાં તો બાપુ નહીં'જ જવશ ને બસ નહીં'જ જવશ!

પ્રોગ્રામ No. 2.

# હમે લગન ખાવા ગયાં અને શું ખાઇ આવ્યાં?



લડાઇના મેદાનમાંથી પાછો મારા ઘરે (મુંબઇ) ફરતાં હું સોહરઇ સુકઇને સુક્કો લેવટા જેવો થઇ ગયલો હોવાથી મારા ફેમીલી ડોકટર એજનજી બકરાએ મને કેથે બાહરગામ હવા ખાવા જવાને મજબુત ભલામણ કીધેલી હોવાથી મેં મારા એકપુરાં વાહલાં બપાઇ આવા ડોસાં, કે જેવો નવસારીમા રેહતાં હતાં, તેઓને ઘરે જવાનો ઠરાવ કીધો અને મારો થોડોક સામન લઇ ઉતાવલે નવસારી ઉપડી ગયો.

હજુ તો આઠએક દિવસ નવસારીમાં રહયો કે નહીં રહયો તેટલાં મારા બેહસ્તી બાવા એટલે મારા બેહસ્તમુકામ પામેલા બપાવા બમનશાહના ફુઇના દીકરાના લગન હોવાથી મને તેમજ બેહસ્તી બાપુજીના વીધવા યાને મારા એકપુરા વાહલાં બપાઇ આવાં ડોસાને તે શુભ પ્રસંગની ખુશાલીમાં મુંબઇ આવવાને પોંહસા બોહસીનું ઇજન થયું હતું, અને મારા બપાઇએ બાપ જનમમા કોઇપણ દીવસે મુંબઇ નહીં જોયલું હોવાથી ઉલટમાં આવી હમો લોકોએ તે ઇજન સ્વીકારયું અને મુંબઇ આવવા સારૂં વાજતે ગાજતે નવસારીથી ઉપડયા. મુંબઇ આવી હમારા ખેશીઓનાં ગામદેવી ઉપરના જાણીતા મુકામ "વીલર વીલા" માં ધામો નાખ્યો.

સહવારના ઉઠી ચાહ નાસ્તો કરી ગપ્પાસપ્પા મારવા બેઠા કે મારો માસીનો દીકરો, કાઉ કરકો ડોસાને કહેવા લાગ્યો કે—"માયજી, અસ્તો લગનને ત્રણ દીવસનો વાર છે, અને છતાં તમો મુંબઇ વેર આવ્યાંછ, તે લાવોની તમો લોકને મુંબઇ શહેરમાં ફેરવી લાઉં."

"ઓ–તારીપરથી બધી મરી જાંઉરે મારા દીકરા, લાવની જરા આમ તેમ લતાર મારી આવતે," એમ બોલી ડોસાં તો તૈયાર થઇ ઉભાં, ને આખરે હમારી સવારી ઘરની બાહર પડી ખરી. મારા સગા કાઉ કરકાએ પોતાનો સખાવતી જુસ્સો બતલાવી 'એક મોટર કરી, શોફરને કોલાબા તરફ હાંકી જવાનો હુકમ કીધો. આવાં ડોસાં તો કોઇ દીવસ મોટરમાં બેઠેલાં નહી હોવાથી બધાં હરખાઇ હરખાઇ ગયાં અને મોટર ડરાઇવરને તથા મોટરને ઓવરણા પર ઓવરણા લેવા લાગ્યાં. તેમ તેમ કાઉનું તો પાકીને પલેઠર થવા લાગયું.

ધીરે ધીરે હમો કોટમાં આવી લાગયાં ને બોરીબંદર સામેનાં 'એક પુતળાં' ઉપર બપઇની નજર પડતાં શોફરને પોતાના નબળા હાથે છાપટ મારી ગાડી એકદમ ઉભી રખાવી કુદકો મારી પેલા પુતળાં તરફ ધસી ગયા ને તેને ઉપરથી નીચે વેર તપાસી બોલયાં "જાણે બેહસ્તી મારા બપાવા માકુજી જીવતાજીવત બેહસ્તમાંથી અહીં આવી લાગ્યા. ઓય કરતી કે એવણુને જાણે ગલે લાગું!"

હું ગભરાટમાં પડયો. હું વીચારવા લાગ્યો કે મારા બપાઇનાં બપાવા માકુજી એકાએક એમ છેરઇને બેહસ્તમાંથી કોટમાં આવી આંય ખુરશીપર શાના ચઢી બેહા. જેમ જેમ ચીપી ચીપીને મેં જોયું, તેમ તેમ તે બેઠેલા માણુસનો દેખાવ તથા સીકલ આબેઉબ તેવણુના જેવો લાગો. અસ્તો મારી પીઠ ફરી તેટલા ડોસાંએ તો રરી કુટીને કીલ્યાણ કીલ્યાણ કરી મુકયું. તેથી બાજુ ઉભેલા એક ગોરા સાહેબને લાગી આવવાથી મને પુછયું "હેઇ મીસ્તર, વાય ઇઝ ધીસ ઓલ્ડ લેડી ક્રાઇંગ?"

મારી જાણે બલા કે કમબખ્ત શું બકી ગયો. તેટલાં કાઉએ મારા કાનપર પડી, એનો મીનીંગ મને સમજાવ્યો. પણ સેવકને તો ચાર ચોપડીના વાખા હતા, અને તદન મકઇ બુઠા જેવા રહી ગયલા હોવા છતાં ભાગા તુટાં ઇંગ્રેજમાં બસ કેંકયું, "અરે વોટરે વોટ સર, શી ઇઝ નો ક્રાઇબત વીપ સર."

જેમ તેમ બપઇનો બરડો પસવારી, થંડા પાડી, સમજાવી, પટાવી, પાછા હમો ગાડીમાં બેઠા ને જોતજોતામાં તો હમો લોટો પાલવા બંદરપર આવી પોંહચ્યાં. મોટરમાથી ઉતરી 'ગેટવે ઓફ ઇન્ડીયા' તરફ જતાં આવાં ડોસાંએ મને સવાલ કીધો, "અરે મંચા?



આય પેલું દીવાળીના રમકડાં જેવું શું છે? મારો બાપ કરું, જરા દુરથી ઉભો રહેજે નહી તો કે એ ઓય હેતી કે તુટી પડશે, તો દુશમનના કડકાભુકલા થઇ જશે જો! મુવા બાંધનારાનીબી અકક્લ ગયલી કે આવું હફતેખાન જેવુ કાંઇ બાંધી મુવા! કાઉ—અબગરી એ ઇમારતના ધણીને હુકમ કર કે જો એક કલાકમાં એ મકાન તોરી નહીં પાડશે તો મુવાના પગજ કપાવી નાંખસ."

આપરે તો બા ગુપચુપ જયાંના ત્યાં ઉભા. દરીયામાં પસાર થતી એક મોટી લાઇફબોટ તરફ આંગળી કરતાં બપઇજી બોલ્યાં, "ઓ મારા ખોદાયજી મંચા! પેલી દરીયામાં મોટી રામસબોઇ તરેછ તે જોઇ કે? હમણાને હમણા એક માછીમારને મોકલી પકરાની મંગાવ, શું સમજ્યો કે? કાલે બેરતો મહીનો છે તે તરીને ખાવા કામ આવશે!

મને ધારતી લાગી કે રખેને ડોસાંને રામસનો એસ્તો લાગેલો હોવાથી, એકાએક દરીયામાં નંખાવી દે, તેથી અસતમ પસતમ ભણાવી ત્યાંથી હમોએ ચાલતી પકડાવી. ત્યાંથી જતાં જતાં રસ્તામાં એક મોટી ઇમારતપર નજર પડતાં ડોસાંએ સવાલ કીધો, "જીભરં કાવસ, આય મોટું મકાન તે પેલી કોલાએની પાંડેની ધરમશાળા કહેછ તે છે કે મરૂં?"

"અરે નહીં રેજી, એ તો છે તે કેની તે મુંબઇની એક જાણીતી ને નામચીન કોલેજ છે," કાઉએ ઉમેરયું.

"મરે એ કોલેજ તે કહી જાતનું જાનવર હોશે, લાવની જરા જઇને જોતે તો ખરા!" એમ કહી ડોસાં, હમોને જબરીથી ધસડી લઇ ગયાં. જેવાં સીડી ચઢી પેહલે મજલે આવ્યા કે બધાં કોલેજમાં અભ્યાસ કરતાં છોકરા છોકરીઓ, અંદર અંદર મોટેથી વાતો કરી, ગડબડસડબડ કરતા હતા, જે જોઇ બપઇનું પાકી ગયું. "અરે લેવરે, હુંબી કાંહને કાંહ આવી મુઇ, નકરૂ જાણે મચ્છીબજાર!"

એક પારસીની છોકરી લાબા લાંબા હાથો કરી ઇંગ્રેજીમાં વાતો કરતી હતી, જે જોઇ ડોસા બખાલી ઉઠયાં, "તું ધરી પરેરે મુંઇ વાતની કરતી, નકરી જાણે સાંછણ! ભસ્ને ગઇને કેમ વાત કરવી તેબી નથી આવરતું. તેપર તો ધતરેહ ધતરેહ મરેચ. જરા મારી પાસે આવ, હું તુંને વાત કરતાં શીખવું."

પેલી બુચી માયે તો ડોરા કકરાવીને ડોસાં તરફ તગર તગર જોયા કીધું, જેથી બપઇ છેરઇ પડયા. "નાતરે ગઇના ડોરા તો કોઇ જોવ? જાણે જાંબુરના થરયા! મુઇ ચોટલા બરી તારા નેન એકદમ નીચાં કરેછ કે, નહીં તો તારા આખના ડોરા ફોડી તુકરે તુકરા કરી નાખસ. તારી માયને કહેજે કે મને ઘેરે આવી મલી જાય કે એ મુઇને ચમટો અમરાવી બચ્ચાંઓને રીતભાત કેમ શીખવવી તેની ઉપર જરા ભાશણ આપું. તારા માય બાપનું મેં કંઇ ખાધુંચ બાધુંચ કે એમ કાચબા જેવા ડોળા કાહરી મારી તરફ જોયા કરેછ. ભઅઅઅત પરી તારા જીવતર ઉપર!"

પણ એવામાં સારૂં થયું કે કાઉનો એક કોલેજનો મીત્ર ત્યાં આવી લાગ્યો, અને ઓહસ કરી હમોને પોતાની કોલેજ તથા ક્લાસ રૂમ બતલાવવા લઇ ગયો, નહીં તો કે વરી પેલી બુચીમાંય ને ડોસાંની જબરી સલગતે, તો મોટી આપદા થઇ પડતે. ફરીને જોતાં. બપઇજીની ખાત્રી થઇ કે એ કંઇ મચ્છીબજાર નહીં હતું, પણ છોકરાંઓ માટે ઉંચો અભ્યાસ કરવાનું સ્થળ હતું, કે જ્યાં બધાં શીખી, ભણી, ઘોરીને ધચ કરતાં હતાં.

જરા આગળ ચાલતાં હમો 'લેડીઝ વેટીંગ રૂમ' યાને કોલે-જમાં શીખતી છોકરીઓનો આરામ કરવાના રૂમ આગળ આવી પોહચ્યા અને અંદર દાખલ થતાં, એકાએક હમારી નજર એક ખુણામાં બે જુવાન છોકરા છોકરી એકમેકના પાસામાં બેસી હૃદયથી પ્યાર કરતાં હતાં, તેપર પડતાંની સાથ ડોસાં તે તરફ ધસી ગયાં, અને પેલી છોકરીનો મકકમ કાન ચીમત્યો. "કેમરે માય, આય શું



અરે ખુદાય! ખુદાય! કરો સાય, એ તો આજકાલનો જમાનોજ એવો છે!" પછી પેલા છોકરા તરફ ફરી બોલ્યાં, "કેમરે બાવા, તમુંનેબી કંઇ કામધંધો છે કે નહીં? એમ બહરાં લોકના ઓરડામાં ઘુસી, આસીબાયસાની કાની, કોઇનીબી રજા તથા હુકમ વગર પ્યાર સાના કરવા રુંડી ગયા. અમગરી અહીંથી નીકલોછ કે? નહીં તો ખારારે ખાસરે બરડો એવર કરી મુકશ." મરેરે! માંય આંય તો કંઇ મુવું કેળવણીખાતું નથી લાગતું પણ દીવાનખાનું (મેડ હાઉસ) જેવું લાગેછ.

ફરતા ફરતાં છોકરા છોકરીઓ રમત કરતાં હતાં ત્યા હમો જઇ લાગ્યાં. જોયું તો એક છોકરો ને છોકરી, ને સાંમેની બાજુ બીજો છોકરો ને છોકરી, હાથમાં નાના બેટો લઇ કંઇ પીંછાના ડરાઓ હવામાં ઉડારતાં હતાં, જે જોઇ ડોસાં બોલ્યાં, "મરે મંચા, એ મુવાંઓ એમ મરઘીના પીંછાઓ કાંય હવામાં ઉડારેછ? સમભઇમાં મરઘાં બટકાં ઘણાં સસ્તાં બસ્તાં થઇ ગીયાંચ કે શું?"

કાઉએ બપઇને સમજાવ્યાં કે એ તો એક જાતની રમત છે, તે સાંભલી આવાં ડોસાં તો ઘણાજ અચરત થઇ ગયાં ને ઘણો રસ લઇ તે રમતને જોવા લાગ્યાં. પાસે ઉભેલી એક છોકરી સાથે પેલા કાઉના દોસ્તે બપઇને ઓલખાવ્યા કે "માયજી, આય મારી જુવાન ફ્રેન્ડ મીસ આલાં જાફરાબાદીને ઓલખોચ કે?"

પેલી બીચારી છોકરી રીતભાત પ્રમાણે બપાઇ સાથે શેકહેન્ડસ કરતાં બોલી કે "હાઉ ડુ યુ ડુ ગ્રાન્ડ માં?" કે તુરત ડોસાંએ તો તેને લટજ નાખી, "અરે તું ધરી પરેરે મુઈ કેળવણીની લેતી? મુઇ તારા બાપબપાના અંગ્રેજી બોલીને મરી ગયલા કેની તે અંગ્રેજીમાં બોલી ઇતરાઇ મરેચ, ભસ્તે ગઇ આવી લક્ષ્યા જેવી બે બરચાંની માંય જેવી થઇચ તોબી ફરાક સાના લટકાવી ફરેચ? જરા આરસીમાં જોતો ખરી? તારાં કરતાં તો મારી બહેન વીલરની ગોવાનીસ આયા દેખાવમાં સારી લાગેચ. જા, કંઇ કામધંધો નહીં હોય તો ઘેરે બેસી રાંધ સીવ, હરાન મલીદો બનાવ, આવું મુવું શીખી ભણીને પારસી

કોમનું શું કલ્યાણ કરવાની છે. શીખીને કોઇ પરજાત સાથે પરણવાની છે, કે નહીં તો કોઇ મવાલી આશ્રમમાં જઇ મરવાની છે? ચાલ નીકલ અહીંયાંથી, મારી આગળથી અત્તર ઘડી ચાલતી થઇ જા, નહીં તો મારા મોઢાંમાંથી કંઇ સમજશે."

બીચારી પેલી છોકરી તો ત્યાંથી ચાલી ગઇ, અને આજુબાજુ ઉભેલી છોકરીઓએબી એક પછી એકે ત્યાંથી ખરવાજ માંડયું, પણ પાસે ઉભેલી એક ફીરીસતાંઉની અકરમુસ છોકરી બપઇને ધીમેથી ધકકો મારતાં બોલી, "ગેટ અવે યુ ડરતી જંગલી ઓલ્ડ વુમન."

બસ એ સમજતાં સાથે મારૂં કયાની લોહી તપી ગયું. છેરઇને મેં બુમ પાડી, "અરે વોત રે વાત યુ આયા કા છોકરી? વોટ ડુ યુ મીન ઇન યોર માઇન્ડ, વાઇ ધકકા મારીંગ માઇ ઓલ્ડ મમી એન્ડ ટોકીંગ વીથ સચ આ લો લેંગવેજ, ઇફ યુ મીસ્તેક અગેન, આઇ ઇઝ મેક યુ ઓલ બોનલેસ, ટેક કેર હં કે?"

મારો જોલાબ ઓછો પડયો હોય તેમ ડોસાંએ તો પેલી છોકરીને તુપીજ ખાધી, "તારો દોજખમાં થાર થાયરે મુઇ ગોવેગરી! તુમ તુમેરા ભેજંમે કયા રાઇ રાખતા છે! મુઇ તુમેરા બાપબપાવા કસાઇ ખાનામે બકરા કાત કર મર ગયા, ને બાવા કાકા અમ પારસી લોકકે ઘરમે પગે હાથે લાગ કર દશ બાર રૂપીઆ કા પગારમેં બબરચી તરીકે રેહ કર ચાવલ ધાનસાક પકાતા તો તુમ ભુલી ગીયાં કે? ફરીથી મારા દીલને હાથ લગારેગા તો તુમેરા થોભરા રંગ ફાલેગાં. જાવ, જાવ, તુમેરા મોંહ ઇદરસે કાલા કરો, નહીં તો સીપાઇ કાનસપીતલકો બોલાકે તુમકું ચોકીપર ભેજ દેવેંગા."

તે પછી મારી તરફ ફરી બોલ્યા. "ચાલ ચાલ, મંચા દીકરા, અહીંથી બાહેર ચાલ, અહીં આંય બેહકેલાં વાજાંઓ સાથે વખત ગુજારવામાં આપુને કંઇ શોભા નથી.

પણ વચ્ચે જતાં જતાં બપઇએ એક બોબ હેરવાલી છોકરીપર નજર પડતાં પાછું ભાષણ ચાલુ કીધું. "જોની મંચા, પેલી બોરકીને તો જો? નકરી જાણે સીખ્ખન. મુઇના માથામાં જુ પરી હોશે, તેથી બાલ

ફસાવી નાંખ્યાચ. જરા દુરથી ચાલ, નહીં તો આપરા માથાં જુથી ભરઇ જશે. પેટબરી છોકરી છે કે છોકરો તેબી કંઇ સમજ પડતી નથી."

અંતે હમો કોલેજની બહાર ધોરી રસ્તાપર આવ્યાં. હમારી નજર એક મોટું ઘડીઆલ કે જે 'રાજાબાઇ તાવર' ને નામે જાણીતું છે તે પર પડી કે તુરત બપઇએ નવું દાસ્તાન શરૂ કીધું. "મરે મંચા, પેલું ઘડીયાલ જોયું કે? બાંધનારાઓને બેહશ કે ભેજું વાપરી ચોર ચોરી નહીં જાય તેથી કરીને આટલું ઉંચે કાતરયાંપર રાખ્યુંચ. લાવની છતાં અહીંવેર આયાંછ તે ઉપર જઇને જોતે."

એમ કહી ડોસાંએ તાવર તરફ ચાલવા માંડયું. દરવાજા આગલ આવીને જોઇએછ તો ઉપર જવા સારૂ એક મોટો ગોલ ને ગોલ દાદર ચઢવાનો હતો, છતાં બપઇજીએ હીંમતથી સીડીઓ ચઢવા માંડી અને થોડા પગથયાં ચઢી રહયાં કે એકાએક ડોસાંને હાંફો ચઢી આવ્યો અને ચક્કર આવવાથી ગરાગર ઓકવા માંડયું, ને જમીન પર ફસડાઇ પડયાં, ત્યારે મહાસુસીબતે ખાંધે મારી જેમ તેમ નીચે લાવી ત્યાંથી પસાર થતી એક ચલ્લીચોરની વીકટોરીયા ગાડીમાં બેસારયા અને પાછું આગલ હાંકવા માંડયું. મારા સગા કાઉને કંઇ કામ હોવાથી રસ્તાની અધવચ્ચે ગાડીમાંથી ઉતરી પડયો.

જોતજોતામાં હમારી ઘોડાગાડી ઓલાં એસપ્લેનેડ મેદાને આગલ આવી લાગી અને મેદાનમાં ઉભા કીધેલા તંબુઓપર નજર પડતાં ડોસાંએ મને સવાલ કીધો, "મરે મંચા, આંય મેદાનમાં તંબુઓ સાના ઉભા કીધાછ? કંઇ મેલોબેલો તો નથી ભરાયોને?"

અંરે નહીંરે બપઇજી એ તો છે તે કેની તે એમ. સી. સી. કરીને વેલાતની એક જાણીતી ક્રીકેટ કલબ છે, તેના ખેલાડીઓ હાલ મુંબઇમાં પોતાની........................................................

"મરેરે કેવું નવાઇ જેવું! પણ બાવા એ પેલું સુવું કીટેકટ, કીટેકટ તું બોલેછ તેનો અર્થ શું?" ડોસાંએ પાછો મને સવાલ કીધો.



એમ કહી બાપુજીએ પગમાંથી સપાટ કાઢી પેલા ચટણીચોરના હાથમાં મુકી (જુવો પાનું ૯૭ મું).

જોકે આવાં ડોસાં લગભગ સાઠની ઉંમરે પુગેલા ગામડયા બોચ હતાં. છતાં હરહંમેશ દરેક ચીજ જાણુવાને ઘણાજ આતુર રહેતાં. તેથી મેં ડોસાંને સમજાવતાં કહ્યું, "જેવનીજી, એ ક્રીકેટ કરીને ગોરાઓની અંગ્રેજી રમત છે જેને આપરે ગુજરાતીમાં બોલબેટની રમત કરીને કહીએછ. એમજ સમજો કે જાણે આપરી ગીલ્લી દાંડાની રમત!

ખુલ્લા શબ્દોમાં કહું તો સેવક અંગ્રેજીબાબી જાતે આવાં ડોસાના જેવા ગામડયા બોચ હતા, પણ થોડું ઘણું ક્રીકેટની રમતનું ધ્યાન હોવાથી ડોસાંને એ રમતનો ઉપલો અર્થ કહી સંભળાવ્યો. પણ આનીગમ નવસારીના નોસાકરા ડોસાં હતાં તે કાંઇ ગુપચુપ બેસે! તુરત બપાઇજીએ પોતાનું રસીલું દાસ્તાન પાછું આગળ ચલાવ્યું, "ત્યારે તો દીકરા, છતાં અહીં વેર આવ્યાંછ, તે લાવની જરા એ રમત તો જોતે! પેલા કહે તેમ જીવ્યા કરતાં જોયલું ભલું જો મરં! માટે બાવા જરા અત્રે ગાડી ઉભી રખાવ કે જરા જઇને એ રમત જોતે."

ચાલો થઇ ચુંકું! હું તો ડોસાંને સારી રીતે પીછાણુતોતો, તેથી મનમાં સમજી ગયો કે ડોસાં તો પોતાનો ઠરાવ જરૂર અમલમાં મુકશે. તેથી તુરત ગાડીમાંથી નીચે ઉતરી ડોસાંનેબી હાથ આપી ગાડીમાંથી નીચે ઉતારયાં. જેવાં હમો ગાડીમાંથી નીચે ઉતરયાં કે તુરત પેલા ગાડીવાલાએ ડોસાં પાસે ગાડી ભાડું માગ્યું તો ડોસાંએ તો બીચારાને લઇજ નાંખ્યો, "મુંવા કેયેતા બેશરમ, તુમકુ અમેરા જઇસા બાઇ માણુસ પાસ પૈસા માંગતા શરમ નહીં આતા છે? અમ લોક કધીમધી, મુંબઇ આવેલાં, ને તુંસ મુંવા હરામખોરને હમો લાકડી પાસ પૈસા માંગતા શરમ નહિં આતા? જાસ્તી ગડબડ કરેગા તો ભસ્તે ગયા તુંમકું પોલીસના હાથમે આપ દેંગા. તુંને પૈસા જોઇતા તો લે મુવા આય મારા પગમાંનું ખાસરૂં!" એમ કહી બપઇજીએ પગમાંથી સપાટ કારી પેલા ચલ્લીગોરનાં હાથમાં મુકી. દયા આવ્યાથી મેં ખીસામાંથી એક ચાટલો કહાડી પેલા ગાડીવાલાના હાથમાં સેરવી

દીધો, ને ચાલતાં ચાલતાં, 'પારસી જીમખાના'નાં તંબુ આગળ આવી લાગ્યા. જેવાં અંદર દાખલ થયાં કે તુરત એક ભેંસ જેવા પારસીએ હમો પાસે ટીકીટ જોવા માંગી કે ડોસાં તેનાપર ઉલતી પડયાં, "કેમરે મુવા, એમ પેંસબઇ પાતલાની કાની સામે આવી સૌનો ઉભો? જાણે તારા બાપદાદાનો તંબુ હોય તેમ દમદાટી શાનો કરેછ? ઉભો રહે મુવા, પેલા મારા નોસાકરા સગા પાવરી મેહલ્લાસાને કહી તારો રસ્તો કરૂંછ? મુવા ઇજારડા પીજારડા!"

પગથયાં ચઢી તંબુમાં દાખલ થયાં ને આજુબાજુ નજર કરતાં નજદીકમાં બે ખુરશી ખાલી દેખાઇ, તેપર ગોઠવાઇ બેઠાં, ને ડોસાં તો મજેના સોરપોર કાહરી, મેલું અખતર જેવું સાથુંબાનું, જે લગભગ કપાળવેરથી બાંધેલું હતું, તે છોડી પાછું બાધતા એકાએક માથાં ઉપર લટકાવેલા એક વીજળીના પંખા ઉપર નજર પડતાં બોલ્યાં, "મરે કાંહ જાઉં! ઘેડાના ખાધાઓએ તો જાણી જોઇને આપરા માંથા ઉપર વીજલીનો પંખો લટકાવ્યોજ, કે તુટી પડતાં આપરા કકલા બુકલા થઇ જાય. માટે ઉથી જા કલેજાં, કોઇ નજદીકની ખુરશીપર ગોઠવાઇ બેસ્તે."

એમ બોલી બપઇજીએ મને ગલચીમાંથી પકરી ઉઠાડયો, ને બાજુમાં બેઠેલા કોઇ બે પારસીના છોકરાઓને જબરીથી ઉથાડી અમો ત્યાં બેઠા. જરા આમ તેમ ડોકું ફેરવતાં ડોસાંની નજર મેદાનની અધવચ્ચે જમીનમાં દાટેલી Stumps ઉપર પડતાં મને સવાલ કીધો, "આવા મંચા, હું એમ પુછું કે પેલા જમીનમાં દાટયાછ તે દાંડા કે, ને ઉપર કાંઇ મુકયુંછ તે ગીલ્લી કે? એ મુવા મેડાએ હાથમાં ગીલ્લી દાંડા રાખી રમવાને બદલે જમીનમાં કાંય દાટયાચ? જરા જઇને એ લોકને ગીલ્લી દાંડા કેમ રમવા તે શીખવી આવ તો?"

આ સાંભળતાંની સાથ આજુબાજુ બેઠેલાં લોકો ખરખર હસવા લાગ્યા જે જોઇ ડોસાં બખાળ્યાં, "મંચા બાવા, એ મુંવાઓ મેડની કાની ખરખર હસી કાંય મરેછ? રખેને એ લોકની બત્રીસી તુટી પડે!" મારી પાસે બેઠેલા કોઇ ગ્રહસ્થ સાથે સેવકે વાતચીત કરવાની શરૂ કીધી, ને ડોસાંએ મને કાંઇ પુછવાથી મેં તેવણુને સમજાવ્યું કે તે

દીવસની રમત ઇંગલંડ વીરૂધ ઇનડીયા, એટલે કે ગોરાઓ ને કાળાઓ વચ્ચે હતી, જે સાંભળતાં ડોસાંએ તાપસી પુરી, "મરે બીચારા આપરા ગાંધીજી આજ કેટલો વખત થયો ઘાંટા પાડેછ કે ગોરાઓનો સાર્વ બહીષ્કાર કરો, તે છતાં આંય સફેદ ટોપીવાલાઓ દેખું તો આજે આ ગોરાઓ સાથે ક્રીકેટ રમવા નીકલ્યાછ, ને સાથે વળી એકજ ટેબલ પર બેસી જોભરશેઓ! શું આજકાલનો જમાનો છે! મને તો આ 'બાપુજી'ની ઘણી દયા આવેછ જો."

સારૂં થયું કે અમારા તંબુમાં બધા પારસીઓજ હતા, નહીં તો કે નકામું કાંઇ લફરૂં જાગતે તો ક્યાં પંચાત! એવામાં ઘંટ વાગ્યો, ને બે અમપાયરો તાલીઓના અવાજ વચ્ચે બાહર મેદાને પડયા, જે જોતાં બપઇજી બોલ્યાં, "બાવા મંચા, એ ઘંટ શાનો વાગો? અગીયારીમાં કોઇની માચી ચરેછ શું? ને આંય બે મોપેદો દગલી પાગરી પેહરી તડકાં તાપમાં બાહર કાંય નીકલ્યાછ? કોઇ બીલકુલ ગાવડી લોક દીસેછ જો!"

બધાઓની વચ્ચે ડોસાં મને આવા ગાવડી સવાલો પુછવા લાગવાથી મારે બરડે પાણી ઉતરવા માંડયું, ને એમજ લાગ્યું કે ખચ્ચીત હાલને કાજ તો સેવકનીજ માચી ચરતી હતી. પણ ડોસાંનું આવું રસીલું દાસ્તાન સાંભલતાં, મારી પાસે બેઠેલી કોઇ ત્રણ પારસીની ફલકસરો મોઢે રૂમાલ દાબી, ખરખર હસવા લાગી, જેપર નજર પડતાં બપઇજીએ તે લોકના બરડા સપાટે હલકા કીધા, "કેમ મુઇ ચોટલાબરીઓ, કંઇ ઘણું હસ્વું આવેછ? મુંઇઓને રીતભાત કંઇ આવરેછ કે એમ ભર લોકમાં પરાયા માટીડાઓની વચ્ચે દાંત કાઢી હસેછ. જાણે નકરી સીખવણો! પોતે જાણે રમત સમજી મરતી હોય તેમ......મંચા દીકરા, એ લોકના મોઢા ગંધાતા હોશે તેથી મુઇઓએ રૂમાલો મોઢાં પર દાબયાછ તે જોયા કે?

એમ. સી. સી. ટોસ હારી જવાથી ફીલડીંગે બાહર પડયા, જે જોતાં ડોસાંએ મને સવાલ કીધો, "મંચા, એ ગોરાઓ જાણે કુસ્તી રમવા આવ્યા હોય તેમ બાંય ચડાવી મેદાને કાંય પડયાછ? ને પેલા

બે કારાઓ, પોશાગીરોની માફક હાથમાં દંડુકાઓ લઇ બહાર મેદાને કાંય પડયાછ ? કંઇ હુલ્લડ બુલ્લડ તો નથી થવાનું ને ?"

બપાઇજીના કાનપર પડી મેં ક્રીકેટની રમતની શરૂઆત કેમ થાયછ તે કહી સંભળાવ્યું, ને જરા ડોકું ફેરવીને જોયું તો દેખું રમત શરૂ થઇ ચુકેલી, ને એક છેડેથી એમ. સી. સી. ના એક ખેલાડીએ બોલીંગનો ધુમારો શરૂ કીધો ને સાથે બપઇજીએ બીજા સવાલો પુછવાનું ચાલુ રાખ્યું, "ઓ વાયરે! એ મુંવો પેલો ગોરો શું કહેવા માંગેછ? એમ ગાડાં ઉંટની કાની હાથમાંથી ફેંકેછ તે રખેને બીચારા પેલા કારાના થોબરાં રંગી નાંખે. કોઇ એ ગરંધ્યાને પુછે! લાવની એ હરામખોરને જઇને શીખામણના બે શબ્દ કહેતે."

એમ કહી ડોસાં પોતાની બેઠકપરથી ઉભાં થઇ મેદાન તરફ ચાલવા લાગ્યા, કે બધાં લોકોએ "ડોસાં કાંહ મરોછ! ડોસાં કાંહ ગગરોછ!" કરીને બુમો પાડી. જેમ તેમ સમજાવી પટાવી એવણુની અસલ જગયાપર લાવી બેસાડયાં. મારી પાછળ બેઠેલા કોઇ છોકરાએ હસ્વામાં "નો બોલ" કરીને બુમ પાડી, તે ડોસા કાંઇ ભલતું સમજવાથી મને પુછવા લાગાં, "એમ પુછું મંચા કે આપરા પેલા નોબલના નશરવાનજી કંઇ અત્રે આયાછ શું? ને જો આયા હોય તો એ જીભરને મારી પાસે લાવીને બેસારતો સરું!"

ડોસાં ઉભાં થઇ 'નોબલના નસરવાનજી'ની તપાસ કરવા લાગ્યાં કે પછવારેથી "મમઇ બેસી જાવ! મમઇ બેસી જાવ!" ના અવાજો થઇ રહયા. રમત ઘણીજ ઢલ ચાલવાથી, ખેલાડીઓને ઝડપથી રમત કરવાને સામેનાં તંબુઓમાંથી લોકોએ "મારો! મારો!" ની બુમોથી મેદાન ગજાવી મુક્યું. બીચારાં બપઇજી સમજયાં કે કોઇ બદમાશો "મારો! મારો!" કરીને હમારા તંબુ તરફ ધસી આવતા હશે એમ માની મને કહેવા લાગા, "ઉઠી જા બાવા મંચા, એકદમ ઉઠી જા. પેલા બદમાશો "મારો! મારો!" કરીને બુમો પાડતા અહિં ધસી આવેછ. મરે જરા જંપીને કોઇ બેસવાબી નહિં દઇ મરતાં."

લંચ ટાઇમ થયલો હોવાથી રમત એક કલાક માટે બંધ કરવામાં આવી, ને લોકો ધીરે ધીરે વીખરાવા માંડયા. અમારા તંબુમાં દેખું

તો કેટલાક લોકો પોતાના ઘરેબારેથી ભાટયું પોટ્યું બાંધી લાવેલા, તે ખોલી નીરાંતે ઝપાટવા લાગા. સેવકનેબી પેટમાં કકરી પડેથી તેથી થોડીક મમરાની ચીકી તથા ચના લઇ ફાકવા માંડયા. હમારી બેઠકની બરોબર આગલી હારમાં કોઇ બે પારસીની છોકરીઓ પોતાના ઘરથી લાવેલું ભાટયું ખોલી ચાંપવા લાગયાં, જેપર ડોસાંનો ડોળો ખોરવાતાં, જુટ મારી તે લોક પાસે પેકેટ લઇ લીધું, ને પછી ઠંડે કલેજે ખાતાં ખાતાં બોલ્યાં, "મરેરે! કોઇ સુધઓને પુછો! અક્કેબી નકઠીઓ, ખુશ ખુશાલ થંડે કલેજે ખોલી ચાંપવા બેઠી, પણ એ ચોટલાબરીઓને હું અહીં લુખ્ખી સુકી બેઠીછ તે દેખાયુંબી નહીં કે? એ લોકની શયાન સલુકાઇ તો કોઇ જોવ? ઘરી પરોરે કેળવણીની લેતીઓ. તમારી માસતરણ કોઇ જીવતી હોય તો મારી આગલ મોકલો કે એ મુઇને ચમટો અમરાવી શીખામણનાં બે શબ્દ કહું. બરયારે તમારા લોકના સકાર!"

રમત પાછી શરૂ થવાનો વખત નજદીક આવતો હોવાથી લોકો પાછાં પોતાની બેઠકોપર ગોઠવાવા લાગયા. અમારા તંબુમાં કાંઇ seats reserve કીધેલી નહીં હોવાથી, જેને મનપસંદ ફાવે તેમ બેસવા લાગયા. બપઇજીની પાસે બે ખુરશી ખાલી પડેલી હતી, તેમાંની એકપર કોઇ શરમાવ પારસીનો છોકરો, ડોસાંની રજા લઇ બેઠો. તેટલાં એક ચીબાવલી પારસીની છોકરીએ આવી, રોપમાં ને રોપમાં પેલા છોકરાને કહયું, "એકદમ ઉઠી જાવ, એ અમારી જગાપર તમે કેમ બેઠા. તમારે શરમાવું જોઇએ."

પેલો બીચારો કોઇ ખાનદાની દેખાતો પારસીનો છોકરો ગુપચુપ બેસીજ રહયો, ને ડોસાંને તેનાંપર દયા આવવાથી મોટેથી ધાડું પાડયું, "કેમરે માય, એ બધી દમદાટી શાના કરોછ? એ ખુરશી કંઇ તમારા બાપદાદાની છે કે? રીતભાત, શયાન સલુકાઇ કાંઇ આવરેછ કે? જાવ, જાવ અહીંથી કાળું કરો, નહીં તો મારા મોઢા-માંથી કંઇ સમજશો?"

પેલાં મેમ સાહેબ, બબડફફડ કરતાં સાથી ગુપચુપ ચાલતાં થયાં. પણ બે ત્રણ મીનીટમાં કોઇ જુવાન માટીડા સાથે હમારી

પાછળ આવી ઉભાં; ને તે માટીડાએ, પેલા બીચારા છોકરાને you stupid, fool, idiot હલકત કરીને કહયું, જે પરથી ડોસાંએ પેલા અકકડડકુસ માટીડાને ખુબ તરેસે જુલાબ આપ્યો, "કેમરે બાવા, એ અંગ્રેજીમાં ગાલગલોચ કરતાં તમોને કોણે શીખવ્યું? આવા ઉસ્સા જેવા થયા, ને મોઢાંમાંથી ગારબેર કરતાં તમોને શરમ લાજ કુંઇ આવેછ કે નહિ? ફરીથી એવું એઠું બોલ્યાછ કેની તો તમારા દાંતજ તોરી નાખશ!" પેલા બાવાજીને ભારી પડી જવાથી, થોડે છેટે જઇ ગુપચુપ બેસી ગયા, ને રમત પાછી ચાલુ થઇ. જોત જોતામાં હીંદી ખેલાડીઓ એક નજીવા જુમલામાં આઉટ થઇ ગયા, ને ચાહનાં વીસામાં બાદ હીંદી ટીમ ફીલડીંગ કરવા મેદાને પડી કે ડોસાંએ પાછું પોતાનું દાસ્તાન શરૂ કીધું. "મંચા બાવા, આંય હીંદુસ્તાનની ૨૨ કરોડની વસ્તીમાથી ચુંટી કાઢેલા નમુનાઓ કે? અરે, એમાનાં કેટલાક તો ચરબદાર ને બફેણાંની બરણી જેવા લાગેછ જો? બીચારા કોઇ નબલા દુબલા લાગેછ જો મરૂં? નકરા જાણે કાઠીયાવાડી ખચ્ચર! પણ જેના હોય તેનાં જીવતા રહે, બાવા."

જયારે મેં બપઇજીને કહયું કે એમાં બે ખેલાડીઓ પારસીઓ છે, ત્યારે તો ડોસાં ખુશી ખુશી થઇ ગયાં. ઉલટમાં આવી તે લોકના નામઠામ અને પુછયાં. એક છેડેથી નીસાર નામના બોલરે ધ્રુજારો શરૂ કીધો, ને થોડી ઓવર રહીને બીજે છેડેથી જમશેદજી નામના પારસી બોલરને અજમાવવામા આવ્યો, જેને જોઇ ડોસાં ખુશાલીમા આવી જઇ તેણે ઓવરણાં લેતાં બોલ્યાં, "ઓ તારાપરથી બધી મરી જાઉંરે! કેવો સોહામનો ને ગોલગોલ લાગેછ, ને ધપછપ પરથી તો જાણે સરનાં ખાનદાનનો હોય તેવો લાગેછ! જીવતો રહેજે મરૂં ને ગોરાઓના થોબરાં રંગતો રહેજે!"

રમત દરમ્યાન એક બોલરે how is that? ની અપીલ કીધી ત્યારે કોઇએ લઇને half out, half out, કરીને બુમ પાડી જે સાંભળતાં ડોસાંએ મને સવાલ કીધો, "જીભરૂ મંચા એ આફટ! આફટ! કરીને શાની બુમ પડેછ. મરે, કોઇ બીચારો આફટમાં આવી પડયોછ કે શું? જરા જઇને જોતો?"

બરોબર પાંચને ટકોરે રમત બંધ પડી. લોકોનાં ટોળેટોળાં મેદાનમાં દોડી આવ્યાં, ને બીચારાં ડોસાં ગભરાયાં કે લોકો પાછાં અમારા તંબુ તરફ ધસી આવેછ કે કેમ, તેથી આજુબાજુ બધાને ફાવે તેમ ધક્કો મારતાં તંબુની બાહર પડતાં ડોસાં બબડયાં. "મરે કોઇ મુંબઇનાં લોકોને પુછે! ભસ્તે ગીયાંઓ જાણે બકરાં મેંઢાને મેદાનમાં છુટાં મુકયાં હોય તેમ ત્યાં એકઠાં થઇ શું ગમ્મત મેળવતાં હુસે? એ રમતમાં ખરયુંછ શું! એમ ફરામજીએ ફટકો મારીયો, તેમુલજીએ તાબડા ફેરવ્યા, લીમજીભઇનાં બઇરીએ તંબુમાં બેસી ઠંડો લેમલીટ પીધો, મગનદાસ રમત જોઇ મલકાયા, એમાં આપુને શીખવાનું મલ્યું શું? ફકકટ પૈસા ને વખતની બરબાદીજ તો બાવા? સંચા દીકરા, આપરે એમ થોડા દિવસ મુંબઇમાં રહી છુટથી પૈસા ખરચશું તો પંચાયત પાસે મદદ માટે જવું પડશે જો! માટે બાવા આપરે ગુપચુપ આજના આજ પાછાં નવસારી ઉપડી જઇએ તેમાંજ માન ને શોભા છે જો મરૂં."

મેં બી જોયું કે જો ડોસાં વધુવાર અહીં રેહશે તો કંઇ લફરૂં જગાડશે, માટે હ્હાપણ વાપડી ડોસાંનાં કેહવાને ટેકો આપ્યો, "હા માયજી, તમારૂં કેહવું બીલકુલ વાજબી છેજી. હવે અહીં વધુવાર થોભવામાં સાર નથીજી, માટે ચાલો હવે અહીંથી ખરતી લઇએ."

એમ કહી ડોસાંને થંડા મીઠાં રાખી ત્યાંથી પસાર થતી એક ગાડીમાં બેસી ઘર તરફનો રસ્તો લીધો, અને ઘરે પોહચતાની સાથ, ડોસાંને એકાએક તાપ ચઢી આવવાથી, જરા બમ્બો પાઇ, ઓઢાડી પોઢાડી સુવાડી દીધાં. પણ એવણની તબીયતમાં વધારે બીગાડો થવાથી મને પોતાના બીછાણાં આગળ બોલાવી સંગાવી હુકમ કીધો, "સંચા દીકરા, આપરે આજના આજ પાછા નવસારી ઉપડી જઇયેછ. માટે મારાં તેમજ તારાં કપડાં પાછાં પેટારામાં ભરી નાંખ."

ચાલો થઇ ચુકું! મારાં સગાંઓએ બપઇજીને એક બે દીવસો થોભી જવાને ઘણાં સમજાવ્યાં, પણ આતીગમ બેહસ્તી બાપુજીના વીધવા આવાં ડોસાં હતાં તે તો વરી કોઇનુંબી સાભળે બરાં? લગન

તો લગનની બાજુએ રહ્યાં અને ન છુટકે હાય અફસોસ કરતાં સ્તેશન તરફ ચાલવા માંડયું અને સેવકને મુંબઇમાં કંઇ અગત્યનું



કામ હોવાનું બાહણું કાઢી ડોસાંને પાછાં નવસારી રવાનાં કીધાં. એ પ્રમાણે હમે લગન ખાવા ગયાં અને મુફતમાં ધરમના ધકેલા પછાડા ખાઇને ડોસાં પાછાં નવસારી ચાલતાં થયાં.

કયાં ગયાં તે કરકરયાં, કયાં ગયું તે કસતર,
કયાં ગયો તે મુરખ્ખો ?
શુકરે ખુદા બપાઇજીની મોહકાણમાં
કોઇએ જમારીઓ નહીં મુરખ્ખો.

[ છંદ ગોપીચંદ અને કાફ્યા માપી લેજો. ]



## પ્રાકરમ ત્રીજું.

# મહાત્મા મંચેરશાહ મદારી મંગુસ્તાનમાં !!

આવી રીતે, મને કાઇ અગત્યનું કામ હોવાનું બહાનું કાઢી હું મુંબઇમાં ટકી બેઠો અને મારા બપાઇ આવાં ડોસાને પાછા નવસારી ધકેલી દઇ એશઆરામથી હું મુંબઇમાં મારા દીવસો પસાર કરવા લાગ્યો.

વારંવાર નોકરીધંધેથી બેઠી મારવાને લીધે મને મારી પોસ્ટ ઓફીસની જુની નોકરીમાથી એકાએક પાણીચું આપવામા આવ્યું અને નવી નોકરીની શોધમા હું ઘણી અફાડજીક કરવા મંડી ગયો.

એક દીવસ સહવારના મોઢું દાતણ કરી ચાહ પીવા બેઠો, તેટલા મારા મમઇજી, જેવણ અંગ્રેજી લખી વાચી જાણતા હતાં, તેવણ 'ટાઇમ્સ ઓફ ઇન્ડીયા'ની કોપી લાવી મારા હાથમા મુકતા બોલ્યા,



"જી ભરૂ મંચા, આજ કેટલોક વખત થયો તું નોકરીની શોધમાં પછાડા મારેછ તે લે દીકરા, આય આજના છાપામાં નોકરી માટે કાંઇ જાહેરખબર આવીછ, તે વાંચી તે ઉપર તારૂં પુરતું ધ્યાન પોંહચાડ ને જલદીથી કેડે નોકરીએ લાગી જા, કે મારા જીવને જરા કરાર થાય."

"વારૂંજી," એમ બોલી મેં પેલા છાપામાંની નીચલી જાહેર ખબર વાંચવા માંડી:—

"Wanted–a very energetic, well–accomplished young man to serve in the State of Shah of Mangustan, with all round qualifications. Special preference will be given to Parsis. Apply with due testimonials, to the Private Secretary to the Shah of Mangustan."

ઉપલી જાહેરખબર વાંચી એક ઉમેદવાર તરીકે હું મારૂં નીચલું એપલીકેશન નીચી મુંડીએ લખવા મંડી ગયો:—

To,

The Private Secretary to the Shah of Mangustan.

Mangustan.

Sir,

With reference to the advertisement in the 'Times of India,' dated 17th January 1928, I beg to forward my application with proper testimonials, as stated therein.

આ અરજીમાં મેં લખ્યું હતું કે હું એક મુંબઇનો રહીશ છું, અને 'મદારી' નામના જાણીતા પારસી કુટુંબમાં અવતરેલો છું. મેં મારી મેત્રીકની બ્રીકટ પરીક્ષા મોટા માન સહીત પસાર કીધેલી છે, અને 'First Year Arts' સુધી કાલેજનો

અભ્યાસ કીધેલો છે, પણ ચોક્કસ ખાનગી મુસીબતોને લીધે મને વધુ અભ્યાસ પડતો મુકવાની ફરજ પડી હતી, જે ખરચીત મારા જેવા ચંચળ માણસ માટે દલગીરીભર્યું કહેવાય. હાલ મારી ઉમર માત્ર ૧૮ વરસની છે, અને લાંબા શરીર તથા મોટા પેટ સાથે એક ગોરા સાહેબ જેવો લાગો છું. પણ, હજી હું કાચો કુંવારો છું, અને મારા મમઈજી સાથે કોટમાં ધોબીના મોહલ્લામાં રહું છું. હમણા હું તદ્દન બેઠાબેકાર છું અને કાંઈ પણ કામ કરવા ઘણો આતુર છું. મારી લાયકાતો માટે જેટલું બોલું તેટલું ઓછું છે. છેલ્લી મોટી યુરોપયન લડાઈમાં, ઓલા ધાટકી મોટા પેટવાલા જરમનો સામે મને લડવા મોકલવામાં આવ્યો હતો, અને તેઓની સામે હીમતથી લડી ઘણાઓને ઠાર કીધા હતા, જેથી બુલંદ બ્રીટીશ સરકાર મારી આવી બાહદુરી જોઈ મારીપર અંજાઈ ગઈ હતી અને મારી બાહદુરીના સમાચાર આપણા મરહુમ રાજા પાંચમાં જ્યોર્જ પર રવાના કરવામાં આવ્યા હતા, જેઓ મારાપર ઘણા મોહીત પડયા હતા અને પોતાના હીસાબે અને જોખમે મને ખાસ ઇજન મોકલી, લંડન મધે પોતાના મેહલ 'Buckingham Palace' માં બોલાવી મને ઓલા 'Victoria Medal' નામના ચાંદની નવાજેસ કીધી હતી, જે હું મારી ૪૦ ઇંચની છાતીપર લટકાવી મોહલ્લાઓમાં ફરૂં છું. કેમ સાહેબ, મારે માટે શું ધાર્યું? હું એક નામીચો નીસાનબાજ છું અને ક્રીકેટ, ગીલ્લીદાંડા, આટા-પાટા, નાસોગોસો, લખોટા, ફુટબોલ, બેઝબોલ રન ફ્લસ વગેરે ઘણી સારી રીતે રમી જાણું છું, અને જગલરી, સ્મગલરી તથા ફોરજરી કરવામાં ઘણો પ્રવીણ છું. આ સાથ હું મારી થોડીક સરટીફીકેટો મોકલી આપું છું, કારણ કે મને ધાસ્તી છે કે જો હું મારી સઘળી સરટીફીકેટો મોકળી આપસ તો તમારી ટેબલના સઘળા ખાના ભરાઈ જશે, અને હું આશા રાખુંછ કે આ મારી થોડીક સરટીફીકેટોથી મારી લાયકાતો વીસે તમારી પુરતી ખાત્રી થશે.

આશા છે કે વલતો જવાબ મોકલી મને સંગુસ્તાનના શાહની નોકરીમાં રાખી ઉપકારી કરશોજી. હાલ એજ

લી. તમારો તાબેદાર સેવક,

મંચેરશાહ મદારી.

એમ. એચ. મદારી,

'મેહેતા હાઉસ,'

ધોબા મોહલ્લા, કોટ,

મુંબઇ.

મારૂં ઉપલું એપલીકેશન જાતે જઇ ટપાલમાં નાખ્યું અને જવાબની કાગને ડોળે રાહ જોતો બેઠો. જોતજોતામાં ૧૫ દીવસ પણ વહી ગયા, અને એકાએક મારા નોકર સુખલાએ મારા હાથમાં કાંઇ મારે નામનો અરજન્ટ વાયર લાવી મુક્યો, જે ખોલી મેં નીચે પ્રમાણે તે વાંચ્યો—

To,

Munchershah Madari, Esqr.

Fort, Bombay,

His most Exalted Majesty, Abdulla Bismilla Jusbaramtalla, the Shah of Mangustan, is much pleased to appoint you Munchershah Madari, to serve in his State, Mangustan, from 1st February 1928. So, please, make all arrangements and start at once.

Abdul Gafur,

Private Secretary to His Majesty.

આ ઉપલા શુભ સમાચારથી મેં મારા મમઇને પણ વાકેફ કીધાં, જે સાંભલી મારા મમઇ ડીઅર ઘણા મગન મગન થઇ ગયાં, અને મારો બરડો પસવારતાં બોલ્યાં, "સારે, ચાલ, મારા દીકરા, તું અંતે ઠર પડયો ખરો! પણ કલેજા, તું માનતો હોય તો નવી નોકરીએ સધાવ્યાં પેહલાં તારૂં વસ્યતનામું કરી જા, કે મારો જીવ

કરારે બેહસ્તમાં જાય. અરે બા! આજકાલ કોઇનો ભરોસો છે? કાલ ઉઠી શું નું શું થશે તે કોઇને માલમ છે?"

"અરે, મમઇજી, તે માટે તમો બીલકુલ બેફીકર રેહજો. હું તમોને જીવતો જાગતો આવી પાછો જરૂર મલસ," એમ કહી મેં ડોસાને બગલગીરી કરવા માંડી, તેમ તેમ ડોસાં તો મલકઇ મલકઇ ગયાં, અને મને ઓવારણાંપર ઓવારણાં લેવા લાગ્યાં.

મંગુસ્તાન તરફ કુચ કરનાર સેવક પેહલવેહલો પારસી હોવાને લીધે મુંબઇ શેહરના રહીશો, અને ખાસ કરીને પારસીઓમા ઘણીજ ખુશાલી ઉતપન્ન થઇ, અને સેવકના માનમાં એક મેલાવડો ભેગો કરવા માટે મુંબઇના રહીશોએ દોડધામ કરી મુકી. સેવકે પણ બધી તૈયારીઓ કરવા માંડી, અને બધો સરસામન સાથે મારા મમઇજી તેમજ મારી ધણીયાણી સુનઇએ પોહસ કરવાથી, મેં મારા પેલા માનીતા ઘરના પારસી બબરચી સુખલાને પણ મારી સાથે લઇ જવાને છેવટે ઠરાવ કીધો, અને સુખલો પણ મારી સાથે આવવા એક બોલે તૈયાર થયો.

સર કાવસજી જાંહગીર હોલમાં એક મોટો મેલાવડો ભરી મુંબઇની તમામ પારસી કોમે મને તથા મારા બબરચી સુખલાને એક સારી જેવી purse તથા ફુલપાન એનાયત કીધાં, જે જોઇ મારી છાતી ગજગજ ફુલી નીકલી, અને ઘણી દોડધામ, તથા ઠાઠમાઠ વચ્ચે બોરીબંદર સ્ટેશન પરથી 'Frontier Mail' માં બેસી અમોએ મંગુસ્તાન તરફ કુચ કીધી.

મંગુસ્તાન, કે જે અફગાનીસ્તાનની પુર્વે, બલુચીસતાનની પશ્ચીમે, કાબુલીસ્તાનની દક્ષીણે અને હીંદુસ્તાનની ઉત્તરે આવેલું છે, ત્યાં જવા પેહલાં અમોએ પેશાવરમાં પેહલો halt કીધો. પેશાવરથી મંગુસ્તાન લગભગ ૩૦૦ માઇલને છેટે આવેલું છે, જે છેટો કાપવા માટે મંગુસ્તાનના શાહે, અમો માટે ખાસ special મોટર કાર મોકલી હતી, તેમાં બેસી મંગુસ્તાન તરફ જવા નીકલ્યા. આજુબાજુ સઘલે મોટા ડુંગરો અને ટેકડીઓ અમારી નજરે પડી, અને તેથી તે દેખાવ ખચ્ચીત ઘણોજ રળયામણો લાગયો.

મંગુસ્તાન શહેરમાં દાખલ થતાંની સાથ ડ્રાઇવરે મોટર ઉભી રાખી, અને અમોને વલાવવા આવેલા શાહના પ્રાઇવેટ સેક્રેટરી અબદુલ ગફુરે હરખભર્યો આવકાર આપ્યો, અને શાહના બાદશાહી મેહલ તરફ હંકારી જવાને અબદુલ ગફુરે પેલા ડ્રાઇવરને હુકમ કીધો.

આખે રસ્તે લોકો લાંબા લાંબા ડોકાં કરી જાણે હમો આફ્રીકાથી જાનવરો આવ્યા હોઇએ તેમ અમો તરફ જોવા લાગ્યા. ખચ્ચીત, તેમાં બીલકુલ નવાઇ નહી હતી, કારણકે હું સફેદ દગલી ને માથે પાઘડી (લાલ ચીનાઇ ખોખું) તથા સુખલીએ લેંગો અને સફેદ દગલી તથા માથે અલેચાની ટોપી પેહરી મોટરમા બેઠા હતા. કેટલો વાર ગુપચુપ બેઠા પછી પેલો કમબખ્ત અબદુલ ગફુર, 'બોખારી યસ્ત આલુ યસ્ત' કરીને પોતાની ભાષામાં કંઇ બબડયો.

અમારી જાણે બલા કે એ કમબખ્ત પોતાની ભાષામાં શું બકી ગયો, તેથી સુખલો અને હું એકમેકના મહોડાં જોવા મંડી ગયા, પણ અમોએ જોયું કે એ ચંડોલીને કાંઇ પણ જવાબ આપવો જોઇએ તેથી હું બોલ્યો, "નહીં સાહેબ, બોત બોત થેંકસ! આપુન લોકકુ તુમેરા બોખારી આલુ નહીં મંગતા. પેટ ભરેલા હય અને તબીયત પણ બોટ ખુશ હય. પણ અઇસા પુછતા કે તુંમ તુમેરી ભાષામે આપુન લોકકુ ગાલી કાયકુ દેતા હય?"

પેલો અબદુલ ગફુર તો ડોળા ફરાવી અમો તરફ જોવા લાગ્યો, તેમ તેમ અમારા લખ્પા લેવાવા માડયા, પણ સારૂં થયું કે તેટલાં અમો શાહના મેહલ આગલ આવી પોંહચ્યા. જેવા દરવાજા આગલ આવી લાગ્યા કે તુરત એક watch-man એ બ્યુગલ ફુંકી હમારી પધરામણી જાહેર કીધી. પેલા કંગાલ અબદુલ ગફુરે ગાડીમાંથી ઉતરી અમોને આવકાર આપ્યો, અને પછી ચલાવતો ચલાવતો એક જબરદસ્ત મોટા દરબાર રૂમમાં લઇ ગયો, કે જ્યાં His Most Exalted Majesty, the Shah of Mangustan પોતાના તખ્ત ઉપર રૂઆબમાં બેઉ બાજુએ પોતાના બે એ ડી સી ઓને લઇ બેઠો હતો. પોતાના દેશની રીતભાત પ્રમાણે પેલા અબદુલ ગફુર જાણે રૂવાનને શેજદો કરતો હોય તેમ પગે પડયો, અને મેં

પણ એક હાથ છાતીએ મુકી તથા બીજા હાથમાં મારૂં ચીનાઈ બોખું પકડી વાંકો વલીને શાહને નમન કીધું, અને સુખલાએ તો શાહને ફ્લાઈંગ કીસ આપી, જે જોઇ પેલો અબદુલ ગફુર તો લાલચોળ થઇ જોવા લાગ્યો.

શાહ બીચારાએ પોતાના તખ્ત ઉપરથી નીચે ઉતરી અમોને શેકહેન્ડસ કીધી અને મારા મમઇએ મને વસઇની ખારીમાં નાખવા જે નાળીએર, સાકર, તથા ફુલે આપેલા, તે તેને સ્વાધીન કરતા બોલ્યો, "બાદશાહ સલામત, તેરા રાજપાત સલામત રહો, તેરી રૈયત આબાદ રહો! મગર મેરા મમઇજી ને તુમેરા પર એ નાળીએર, સાકર, ફુલ ને એ એક રૂપીઆ બોત બોત સલામ સાથે અમેરી સાથ ભેજા હય, એ તુમકુ આપુને દેતા હય એ ગુપચુપ લેનાં, જહાંપનાં!"

એમ કહી, વાંકો વલી નાળીએર, ફુલ તથા સાકર એનાયત કીધા, જે તેણે વાકો વલીને સ્વીકારયાં, અને પછી મને ખાનગીમાં કાંઇ કેહવા માંગતો હોવાથી પોતાની પાછલ આવવાને હુકમ કીધો.

ચાલતાં ચાલતાં શાહ મને પોતાના ખાનગી ઓફીસ રૂમમાં લઇ ગયો, અને મારી લાયકાત વીષે મને સવાલોપર સવાલો કરવા લાગ્યો. મેં પણ મારી રીત પ્રમાણે છાંટવા માંડ્યું, અને શાહ મારા ઉપર એટલો તો ફીદા થઇ ગયો કે મને પોતાના personal attendant નો પોસ્ત ઓફર કીધો, જે મેં મોટી ખુશી સાથે સ્વીકારયો, અને થોડા વખતમાં ચાલાકીથી શાહને એવો તો આંજી નાંખ્યો કે રાજ્યની બાબદસર કાંઇપણ પગલું લેવા પેહલાં તે મારી સલાહ લેતો, જેથી શાહના પેલા પ્રાઇવેટ સેક્રેટરી અબદુલ ગફુરનું ઘણું કાહી જતું, અને મારી પીઠ પાછલ હરહંમેશ મારી નીંદા કરતો, તેથી તક મલવાથી મેં તેની હાજરીમાં શાહને કહયું કે—

"નિંદા હમારી જો કરે, મિત્ર હમારા હોય,
બિન સાબુ, બિન પાનીસે, જીંદગીથી હાથો ધોય."

"સચ્ચા બાત બોલા મંચેરશાહજી, તુમેરી બાત સાવ સાચ્ચી હય", મારો બરડો થોકતાં શાહ બોલ્યો.

એક દીવસ સહવારના પોહરમાં શાહને ચાલતા ફરવા જવાનો શોખ થઇ આવવાથી એક નોકરને મારા બેડ રૂમમાં મોકલાવી મને તેની સાથે ફરવા જવા હુકમ કીધો. ત્રીમ તરાક થઇ હું શાહની સાથે ફરવા નીકલ્યો. ફરતાં ફરતાં શાહી મેહલથી લગભગ માઇલ એક આવી પોહચ્યા કે એકાએક કોઇ બદમાશ જેવો દેખાતો શખસ શાહની સામે આવી તેના તરફ બંદુક તાંકી. શાહ તો બીચારો દમ ઉપર ખેંચી થંડો ગાર થઇ સાનો સાં ઉભો. પણ તેટલાં મેં સમયસુચકતા વાપરી એકદમ તેના દીલ ઉપર ધસી ગયો અને જયુજયુટસુનો એક દાવપેચ આપી તે ચંડાલને જમીન ઉપર પટક્યો, અને હાથમાંથી બંદુક ઝુટવી લઇ તેને ઠાર કીધો. આવી બાહદુરીથી મેં શાહનો જાન બચાવેલો હોવાથી તે મારા ઉપર ફીદાફીદા થઇ ગયો, અને ઝનુનમાં આવી હું પુકારી ઉઠયો—

"કીસકી મજાલ હય કે શાહકી જાન લેવે,
કીસકી મજાલ હય કે મંચાકી પ્રાણ લેવે,
શાહકી જાન લેને વાલે પર હજાર લાંનત હો,
રાણી ૧૦૦ મરે પણ બાદશાહ સલામત હો."

શાહ મને વલતો જવાબ આપતાં બોલ્યો—

"આફરીન! આફરીન! અય પારસીકા લડકા, તેરે નામપર
સદ હજાર આફરીન હય, તેરે યે દાદાગીરી કે કામપર
હમારે સબ દુશમનકો તુને દુન્યાસે ફના કર દીયા,
જો ભજીયાં ગાંઠયા થા ઉસ્કો તુંને સીંગ ચના કર દીયા."

બાદશાહ પોતાનો કીંમતી જાન બચવાથી એવી તો ખુશાલીમાં આવી ગયો કે તુરત ઝડપથી પોતાના મેહલ તરફ પાછો ચાલવા માંડયો, કે જયાં શાહની કીંમતી જીંદગી બચી જવાના ખુશાલીભર્યા સમાચાર ફરી વલ્યા હતા, તેથી શાહના મેહલના દરવાજાપર, મંગુસ્તાન શેહરના રેહવાશીઓ, બેગમો, તથા દરબારીઓ અમોને આવકાર આપવા અમારી રાહ જોતા ઉભા હતા, અને જેવા અમો

ત્યાં આવી પોંહચ્યા કે "અલ્લાહો અકબર, ઇન્કલાબ ઝીંદાબાદ, સલામત રેહો શાહ કા રાજ!" કરીને લોકોએ ખુશાલીથી આખો મેહલ ગજાવી મુકયો, અને પોતાના મેહલની બાલકની ઉપર આવી મને પોતાની પાસે ઉભો રાખી દાબીને અગલગીરી કીધી, અને મારે માટે ખુશાલીના ત્રણ પોકારો કરાવ્યા, જે માટે ખચ્ચીત હું ઇંચેઇંચ લાયક હતો.

રાતના મારા માનમાં શાહે રાજમહેલમાં એક મોટો શાહી ખાણાનો મેલાવડો કીધો, અને મારી બાહદુરીના બદલામાં ખાણા બાદ ઘટતા શબ્દોમાં એક રસીલું ભાષણ કરી મને "નવાબજંગ બાહદુર" નો ખેતાબ એનાયત કરી ચાલુ તાલીઓ અને ખુશાલીનાં અવાજો વચ્ચે મારી ૪૦ ઇંચની છાતી ઉપર એક જબરદસ્ત મોટો ચાંદ લટકાવ્યો, અને વધારામાં મને મંગુસ્તાનનાં લશ્કરનો કમાનડર-ઇન-ચીફ યાને સેનાધીપતી નેમ્યો, અને તે દીવસથી સેવક સેનાધીપ-




કમાનડર-ઇન-ચીફ મંચુ સદારી.

તીનો લશ્કરી યુનીફોર્મ પેહરી છાતી ફુલાવી ફરવા લાગ્યો, તેમ તેમ અદેખાઇનો મારયો પેલો અબદુલ ગફુર મારી તરફ ચુંચી આંખે જોવા લાગ્યો. ખાણા દરમયાન રસ્મેતા મુજબ મેં શાહની વખાણ કરતાં

એક લાંબુલચ ભાષણ કીધું જે બાદ, ત્યાં હાજર રહેલા સઘલાં મેહમાંનોની ફરમાસથી દારૂની મદદ સાથ બાદશાહ અબદુલ્લાની સલામતી એક બીજાને મપારા લઇને લીધી.

વલતે દીવસે એક ઘણોજ દલગીરીભર્યો બનાવ બન્યો. શાહને કાંઇ પારસી વાણીઓ ખાવાનો શોખ થઇ આવવાથી મને કાંઇ પણ પારસી વાણી ખવડાવવાનો હુકમ કીધો. તુરત મેં મારા પેલા બબરચી સુખલાને બોલાવી મંગાવ્યો, અને તેને બપોરના ખાણા ઉપર શાહને માટે સલીમાં ગોસ, ધાનશાક, કચુમર ને કોલમીનાં તસતસતા કવાબ પકાવવાનો હુકમ કીધો. કમબખત શાહને ધાનશાક ઘણું સ્વાદ લાગવાથી દુમદબાવીને ખાયાજ કીધું, જેથી તેણે ખાતાં પેટમાં દુઃખવાની ફરયાદ કીધી, અને જરા આમતેમ નજર કરૂં તેટલાં ધરોધર સાંજ ઓકવા માંડયું, અને બેશુધ થઇ જમીન ઉપર પટકાઇ પડયો. આ બનાવથી ત્યાં બધી દોડધામ થઇ રહી, અને ઘણા ઉપાયો કરવામાં આવ્યા, છતાં શાહની તબીયતમાં કાંઇ પણ સુધારો થયો નહીં, જેથી બધાંના જીવો ઘણા રંજીદા થયા. તુરત મેં સુખલાને મારી પાસે બોલાવી જરા પણ વખત ન ગુમાવતાં એક કપ મરીની ચાહ બનાવવા કહયું. સુખલો તુરત એક કપ મરીની ચાહ બનાવી દોડતો કે લાવ્યો, અને શાહનાં મહોડામાં આંગલા ખોસી અંદર ચાહ નાખી કે તુરત સુધીમાં આવી તેણે, જેમ વાણ્યાઓ હીંગના અચાર તથા બાસોડી પુરી ખાઇ હોઇયાં! હોઇયાં! કરીને અડકાર ખાય છે, તેમ તેણે પણ મોટેથી બે અડકાર ખાધા, અને બધાની ખુશાળી વચ્ચે તે તટાર થઇ ઉભો. આ મારાં જાહુથી શાહ, બેગમો તથા રૈયત મારાપર કુરબાન કુરબાન થઇ ઘેલી બની ગઇ.

એકાએક મને યાદ આવ્યું કે ગોસ રોજ જેવા અનરોજાને દીવસે મેં નાવર મનતબ થઇ સલીમાં ગોસ ખાઇ ખવરાવી મારો પ્યારો પારસી ધર્મ દુખાડયો, તેથી મને ઘણું દુઃખ લાગયું, અને મારા ઓરડામાં જઇ પાપનો પસ્તાવો કરતાં મહોડાં પર બે હાથે તરાતર તમાચા મારી જોરથી ગલું પકડી સોગંદ ખાધા કે—

કસમ છે મુજને મારા બેહસ્તી બહમનજી બપાવાના,
કસમ છે મુજને મેહલુ મુરઘી ચોર પાસે મરઘી કપાવાના,
કસમ છે મુજને મારી પ્યારી પારસી કોમના,
કસમ છે મુજને મારા પાળેલા કુતરા ટોમના.

મંગુસ્તાનનાં રહીશો સાધારણ રીતે પરશયન ભાષા બોલતા હતા, અને ઘણાજ થોડા હીંદુસ્તાની ભાષા સમજી શકતા હતા, અને મને માત્ર ગુજેરાતી તથા થોડુંક અંગ્રેજી ભાષામાં છાંટતા આવડતું હોવાથી તે કમબખતો સાથે વાદવીવાદ ચલાવવામાં બહુ મુશકેલી પડતી હતી. તેથી એક દીવસ જ્યારે ખુશમીઝાજમાં શાહ, સેવક, પેલો કમજાત અબદુલ ગફુર, તથા મારો બબરચી મુખલો કરીને પીસ્નીકોટ રમવા બેઠા, ત્યારે રમતાં રમતાં મેં શાહને કહયું, "બેઅદબી માફ હય બાદશાહ સલામત, આપ ઝનાબકી રજા ચાહી કેહ શકતે હય કે આપ નામવર ચાહવે તો ફારસીમેં બોલતે હય, મગર ચાહવે તો હીંદુસ્તાની ભાષા બોલ શકતે હય. મગર આપણો ગુલામ મંચેરજીબા તો માદરવતન ગુજરાતી ભાષા બોલ શકતે હય, આપ નામવર કી રજા હુવે તો આપ ઝનાબકુ મેરી ગુજરાતી ભાષા શીખા દેવે, તો રાજકા કામકાજ મે હરકત ન આવે. કયુ, નામવર, આપકી કયા ખાએશ હોવે ઓ મેરે કુ બોલ દેવે."

શાહને મારી ગુજરાતી ભાષા ઘણી પસંદ પડવે, મને એ મુરબીને ગુજરાતી ભાશા શીખવવાનો હુકમ કીધો. તુરત મેં મારા મમઈજીને અરજંટ વાયર કરી મુંબઈથી બાલપોથી તથા ગુજરાતી સાત ચોપડી મારાપર બનતી ઉતાવલે મોકલી આપવાને આજીજી કીધી અને ઉપલી ચોપડીઓ આવી પુગે, તેટલા મેં બાદશાહને ક, ખ, ગ અને બ ફ ભ શીખવવા માંડયું, અને ચોપડીઓ આવી પોહચતાં સેવકે થોડા દીવસમાં શાહને ગુજરાતી ભાષા બોલતા શીખવી કેલવીને કંદ કીધો, અને બાદશાહને એ ભાષા બહુ પસંદ પડવે પોતાના રસાલા, દરબારીઓ તથા ઝનાનાની બેગમોને પણ ગુજરાતી ભાષા શીખવવાને મને તાકીદે હુકમ કીધો; તેથી રોજ સહવારના શાહના હુકમને તાબે થઇ મને ઝનાનામાં જઇ

બેગમોને લગભગ બે કલાક સુધી ગુજરાતી ભાષા શીખવવી પડતી અને બેગમો ઘણી ચંચલ હોવાથી માત્ર ૧૫ દીવસમાંજ ગુજરાતી ભાષા બોલતાં શીખી ગઇ, જે જોઇ શાહ મારા ઉપર ઘણો કુરબાન થઇ ગયો, અને મારા પગારમાં મોટો વધારો કરી દીધો.

બેગમો મારો દેખાવ તથા ખુબસુરતી જોઇ મારાપર મોહી પડી અને જેવો મારા tuition નો વખત પુરો થતાં હું ત્યાંથી ચાલવા માંડતો, તો બેગમો મારા રસ્તાની વચમાં ઉભી રહી મને રોકતાં બોલતી, "મત જાવ મંચેરજીબા, અઇસા કાઇકુ આમ લોક્કા જીગર ચીર કર ચલ જાતા હય. પ્યારા, આપુન લોક તુમકુ નહીં જાને દેંગા, સુના કયા?"

મુઇ બેગમો તો મને એવો ચીપત પકડી રાખતી કે જેમ તેમ માહસુસીબતે તે લોકને સમજાવી પટાવી બીજે દીવસે તે લોકની આગલ વધુ વખત થોભવાનું વચન આપી ત્યાંથી ખરતી લેતો, અને મને ધાસ્તી પણ લાગતી કે રખેને કોઇ વખત શાહને કાંઇ મારે સારૂ શક જવાથી મારો દારવાટલો કરી નાંખે. પણ નસીબ સારાં કે બેગમોએ શાહને મને તે લોકની સાથે છુટથી ફરવા હરવા તથા ભેલાવા દેવાને અરજી કીધેલી હોવાથી તથા શાહને મારી ચાલચલણ માટે પુરતો વીશ્વાસ હોવાથી, મને બેગમો સાથે છુટથી ફરવાનો ખાસ શાહી હુકમ મલ્યો હતો, જે શાહના બીજા નોકરોથી જરા પણ તામોશ કરી શકાતું નહીં હતું, અને શાહના એક વફાદાર નોકરે શાહની ખીદમતમાં હાજર થઇ એવી જાતનું મારી સામે બહોતાન મુક્યું કે મેં ઝનાનાની એકાદ બેગમની મરયાદાનો ભંગ કીધેલો હોવાથી નામવર શાહે મારી સામે કામ ચલાવી મને ઘટતી શીક્ષા કરવી. આ સાંભલી શાહ ઘણોજ ઉશકેરાઇ ગયો અને મને પોતાની હાજરીમાં બોલાવી મંગાવ્યો. મારી સામે મુકાયલા ગંભીર આક્ષેપનો રદીયો આપતાં મેં શાહને કહયું—

*ઉંચ કુટુંબમાં અવતરયોછ, મંચા હય મેરા નામ,*
*ક્યાનત પડે મેરા જીવતરપર, કરેંગા જો અઇસા કામ."*

અને સેવક તદ્દન innocent હોવાની શાહની ખાત્રી થવાથી પેલા નોકરને ત્રણ વરસના સખત કેદખાનાની શીક્ષા કરી ત્યાંથી ખરતો કીધો.

બાદશાહની રજા મલેલી હોવાથી મારો ફાજલ પડતો વખત બેગમો સાથે ખીખીખાખા કરવામાં તથા તે લોક સાથ અમનચમન કરવામાં હું ગાલતો હતો. સહવાર સાંજ તે લોકની સાથ ફરતો હરતો ને જેમ એક કુતરો, ઘરમાં પલોતાઇ જાય તેમ હું બેગમો સાથ પલોતાઇ ગયો હતો.

મારો ઓરડો શાહના બેડ રૂમની બરોબર પાસે હતો, તેથી બે ઓરડાની વચ્ચેના partition અંદર કાણું પાડી, ચુંચી આંખે કાણાંમાંથી જોઇ શાહની ખબર રાખતો. મુંબઇની પેલી જાણીતી ડાન્સર માડામ અસતોવા બાસતોવા પાસે ડાન્સીંગ લેસન લીધેલું હોવાથી હું અવારનવાર મારા બેડ રૂમમાં એકલો એકલો ફોક્ષ ટ્રોટ, ઓફસ ટ્રોટ, રમબા-જમબા, તાંગો વીગેરે કરતો, જેપર બાદશાહની નજર પડવે એ નામવરને તથા બેગમોને ડાન્સીંગ શીખવવાને મને આજીજી કીધી, અને તે મેહરબાનના હુકમને માન આપી હારમોનીયમ, તબલા, તથા છુંમછુંમયાની સામેલગીરી સાથની મેં તે લોકને ડાન્સીંગ શીખવ્યું, અને બેગમોને ચાલુ પ્રેકટીસ આપવા ખાતર અવારનવાર તે લોકની સાથ ડાન્સીંગ કરતો.

હંમેશના રીવાજ મુજબ ખાણા બાદ હું મારા રૂમમાં માથે નેપકીન નાંખી ગુઠણમંદીએ પડી મારા બેહસ્ત મુકામ પામેલાં સગાંઓની નૈયતે પતેત રવાંનની ભણી પેલા મુંબઇના જાણીતા spiritualist શાપુરજી સપરચંદ પાસે સુવેલાઓ સાથે વાત કરવાનો પુરતો અભ્યાસ તથા અનુભવ લીધેલો હોવાથી હવામાં આમતેમ હાથો ફેરવી હું મારા બેહસ્તી બપાવા સાથ વાત કરવા મંડી ગયો. શાહની મારા ઉપર નજર પડવે હું શું કરતો હતો તે માટે મને પુછપરછ કરવા લાગ્યો, અને એ બાબતમાં શાહને ઘણો રસ લાગવાથી પોતાના લેટ પપા ડીઅર સાથે વાત કરવાની પોતાની ખાહેશ દેખાડવાથી મેં તેને બધો બંદોબસ્ત કરી આપવાનું વચન આપી ત્યાંથી તેને વીદાય કીધો.

તુરત મેં મારા બબરચી સુખલાને મારી પાસે બોલાવી મંગાવ્યો, અને તેની સાથે બધી ગોઠવણ કરી એવી જાતનો એક પ્લાન ઘડયો કે શાહના દરબાર રૂમમાં એક પ્લેટફોર્મ ઉભો કરી મારી અને સુખલાની વચ્ચે એક પરદો મુકી સુખલાને પરદાની પ્રાછળ છુપાવી રાખી પછવાડેથી ફ્લડલાઇટ મારી પરદાપર ઓરો પાડી,



જાણે શાહનો બેહસ્તી બાપ મીનોઇ જાહનમાંથી શાહની સાથે વાત કરતો હોય તેમ મારા સવાલોનો ધીમે અવાજે સુખલાએ જવાબ આપી શાહને બનાવવો.

અમારી ગોઠવણ મુજબ બપોરનાં ખાણાં પછી દરબાર રૂમમાં એક ભવ્ય મેલાવડો મળ્યો, અને શાહની ફરમાસથી મેં અને સુખલાએ અમારો ખેલ ભજવી બતાવી બધાને માહત કીધા. શાહે એક પછી એક સવાલો મને કીધા, અને ઇનટરપ્રેટર તરીકે મેં, જાણે શાહના બેહસ્તી બાપ સાથે પેલી દુન્યામાં વાત કરતો હોઉં તેમ સુખલાને સવાલો પુછયા, જેના સુખલાએ સંભાલથી જવાબો આપ્યા. શાહે એક સવાલ પુછયો કે એના પપા ડીઅરનું કેરી રીતે મરણ થયું હતું, તેનો જવાબ ઓલા સુખલાએ ચાલાકી વાપરી આપ્યો કે હાલના શાહ અબહુલ્લાના પ્રાઇવેટ સેક્રેટરી અબદુલ ગફુરે શાહના બાવાજીને અફીણ ખવડાવી પોંહચતો કીધો હતો."

આ સાંભલતાની સાથ શાહ એકદમ તપી ગયો અને અબદુલ ગફુરને શીક્ષા તરીકે ફાંસીએ ચહડાવી દેવાનો તાકીદે હુકમ કીધો. અબદુલ ગફુરે આવું નીચ કામ કીધેલું હોવાનું ધારી, લોકોએ ઝનુનમાં આવી, ત્યાં ને ત્યાંજ તેનો નાસ્તો કરી નાખ્યો, અને આવી રીતે મેં મારા એક ફ્તા દુશમનનો કાંટો કઢાવી નાખ્યો. લોકો તથા બાદશાહ, જાણે હું કેવો એક ફરેસ્તો હોઉં તેમ મને વાંકા વલી પગે પડવા મંડી ગયા અને તે દીવસથી સેવકને સઘળા 'મહાત્મા મંચેરશાહ મદારી'ના નામથી બોલાવા લાગ્યા, અને સેવક, મંગુસ્તાનનાં રહીશોમાં વધારે ને વધારે માનીતો થતો ગયો.

રાતનાં ખાણા બાદ હું સુવા ગયો, અને પેટ દબાવીને ખાધેલું હોવાથી આમથી તેમ ધોલ્યા ઉપર ગોલાંટ ખાવા લાગ્યો. તેવામાં એકાએક ખરી બામદાડે, મેં કાંઇ તોપ ફુટવાનો અવાજ સાંભલ્યો, અને મને ચકરવકર થવા માંડી. તુરત મેં અમારા લશ્કરના કમાનડીંગ ઓફીસર કોરપોરલ કરસનદાસને મારી આગલ બોલાવી મંગાવ્યો, અને શા કારણસર તોપો ફોડવામાં આવી હતી તે માટે મેં પુછપરછ કીધી. કોરપોરલે મને કહ્યું કે ખરી બામદાડે બાદશાહની સીનીયર બેગમ નવાઝે, નહીં ધારેલું, એકાએક, એક ગાદીવારસ બેટાનો જન્મ આપ્યો હતો, જેની શેહરમાં જાહેરાત આપવા ખાતર, શાહના હુકમથી ૩૧ તોપો ફોડવામાં આવી હતી. આ સાંભલતા હું સદરા લેંગા પર બેગમ નવાઝના બેડ રૂમમાં ધસી ગયો, અને તેણીને મુબારકબાદી આપી ત્યાંથી શાહના બેડ રૂમમાં ગયો, અને તેને પણ બગલગીરી કરી, મુબારકબાદી આપતા બોલ્યો.

"ફલે તુંજ નામવરને આ સબકતો હિવસ<br>
આજથી, સદા તારો હું ગુલામ થઇ રેહવસ,<br>
આવે તારે ત્યાં દરસાલ જોડ છોકરાં સરસ,<br>
નર્સ આયા બની હું તેઓની બરદાસ્ત કરસ,<br>
અંતાકરણની કબુલ હો મુજ કંમતરીન મંચાની દુવા.<br>
ચાલો સાહેબજી ટટા હવે જાઉંચ હું કાતરયાંપર સુવા."

સહવારે, જેવો સુરજ ઉગયો તેવોજ મેં દરબારના પ્રધાનજી, પાડુરંગ પસરીપરૂને મારા બેડ રૂમમાં બોલાવી મંગાવ્યો, અને તેને

બેગમ નવાઝે ગાદીવારસ બેટાનો જન્મ આપ્યો હતો તેની ખુશાલીમાં બનતી સગવડે એક સારો દીવસ પસંદ કરી એક દબદબા ભરેલી દરબાર ભેગી કરી બાદશાહ, બેગમ નવાઝ તથા નવા શાહજાદાને ત્યાં હાજર રેહવાનું આમંત્રણ કરી, તે લોકને એક કાસકેટ તથા માનપત્ર આપવા માટે ઉધરાણું કરી સઘલો બંદોબસ્ત કરવા સારૂં મેં પ્રધાનજીને હુકમ કીવો અને સાથે સાથે દરબારીઓમાં એક સરક્યુલર ફેરવી તે લોકને દરબારમાં હાજર રહેવાને ભલાવણ કરવાને તાકીદ કરી મેં તેને ત્યાંથી ખરતો કીધો.

તે સબકતે દીવસે બરોબર ૧૨ (સ્ટે. ટા.) ને ટકોરે દરબાર રૂમમાં એક ભવય મેલાવડો ભેગો મલ્યો હતો, ત્યાં હું મારા સેનાધીપતીના ડ્રેસમાં છાતીએ પપેટા જેવા મોટા ચાંદો લટકાવી, રૂઆબમાં દરબાર રૂમ તરફ ચાલવા લાગ્યો, અને જેવો ત્યાં દાખલ થયો કે તુરત આખી દરબારે ઉભા રહી મને નમન કીધું. દરબારમાં પચરંગી કોમનાં સેવકો બીરાજેલા હતા, અને પારસીઓમાં તો ફક્ત હું, ને મારો માનીતો બબરચી સુખલો કરીને હતા. સેવકે દરબારીઓને મારી માદરવતન ઝબાન ગુજરાતી શીખવેલી હોવાથી, અને શાહની ફરમાસથી, દરબારનું સઘલું કામકાજ ખાસ કરીને ગુજરાતી ભાષામાંજ ચાલતું હતું, પણ બાદશાહે રેહમદીલી બતલાવેલી હોવાથી થોડાક દરબારીઓને હીંન્દુસ્તાની ભાષામાં વાદવીવાદ ચલાવવાને છુટ આપવામાં આવી હતી. સઘલા દરબારીઓની હાજરી લીધા પછી દરબારનું કામકાજ શરૂ કરવામાં આવ્યું. પ્રધાનજી પસરીપરૂ પોતાની બેઠક ઉપરથી ઉભો થઇ બોલ્યો, "મારા મેહરબાન કદરદાન ભાઇઓ, આજ રોજે આપણે અત્રે શા કારણસર ભેગા મલ્યા છીએ તે જણાવવાને હું આપણા લશ્કરના કમાંનડીંગ ઓફીસર કોરપોરલ કરસનદાસને અરજ કરૂં છું."

**કોરપોરલ કરસનદાસ**—મારા મેહરબાન, કદરદાન, સૌનું ભુરૂં ચાહનાર બીરાદરો, મારે તમો ભાઇઓને ઘણીજ ખુશાલી સાથે જણાવવું જોઇએ કે આજે રોજે આ દરબાર ભરવાનું મુખ્ય કારણ એ છે કે આપણા રાજ્યની સીનીયર બેગમ નવાઝે, ન

ધારેલું, અચબુચ, એક ગાદીવારસ બેટાનો જન્મ આપ્યો છે, અને જયારે બાદશાહ સલામત, બેગમ નવાઝ તથા શાહઝાદા અત્રે દરબારમાં પધારે ત્યારે સર્વ દરબારીઓએ એ નામવરોને ખુશાલીથી વધાવી લઇ આપણી વફાદારીની એક અહના ઇધાની તરીકે તે રાજવંશીઓને એક કાસકેટ માનપત્ર તથા ભેટ સોગાદો એનાયત કરવા સારૂં આપણે અત્રે ભેગા મલ્યા છીએ. (એવામાં બ્યુગલ ફુકવાનો અવાજ સંભલાય છે અને આખી દરબાર ચોંકે છે.)'

**દરબારનો સીપાઇ**—બાદશાહ અબદુલ્લાહ બીસમીલ્લા જુસબરમતલ્લા સાહેબ કી સવારી આતી હય. સબ લોક ગુપચુપ ખરા રહો. (શાહ અબદુલ્લા, બેગમ નવાઝ, તથા એક દાસી, શાહઝાદા ને હાથમાં લઇ, બેંડવાજાં સાથે દાખલ થાય છે. પાછલ દરબારનો નામાંકીત જગમશહુર જોતીષ માહરાજ પંડીત માણેકચંદ કરસચંદ ઉર્ફે સપરચંદ અને થોડાક સીપાઇઓ દાખલ થાય છે.)

**મહાત્મા મંચેરશાહ**—(હુકમ આપતાં, Stand up! Sit down! બેસી જાવ! ઉભા થાવ! Down up as you were!

**બાદશાહ અબદુલ્લા**—(હુકમ આપતાં) Sit down મંજી બસુત જાવા વાહ! મારા બાહદુર સેનાધીપતી મહાત્મા મંચેરશાહ, ખરેખર તમોએ દરબારીઓનેબી શીખવી કેળવીને કંદ કરી નાંખ્યાછ. એ લોકની discipline જોઇને હું તદદન ગાફેલ બની ગયોછ.

**મહાત્મા મંચેરશાહ**—સાહેબ, તમોએ જે મને ઉંચા compliments આપ્યાછ, તે માટે હું તમારો મોટો આભાર માનું છું.

**બાદશાહ**—મેં અઇસે પુછતે હય મેરે લાડકે પ્રધાનજી પસરીપરૂ ઉર્ફે છીંકીપરૂ, કે આપણે ભલે લાયકીવાલે દરબારી લોકને, આજ રોજે જુલાબ લેકર આયે હોય, અઇસે શીકકે મોંહ કર કર કાયકુ બેઠ રહે હય? ઉસકી કયા મતલબ હય?

**પ્રધાનજી**—બેઅદબી માફ હય નામવર શાહ, કે થોડેક દરબારી લોકને દોધીકા હલવા કે સટ્ટા કરે હય, મગર થોડેકને આંકફરક કા જુગાર ખેલ કર ખુવાર હુવે હય, જીસકે લીએ ઓ લોક ફીકરે મોંહ કર કર બેઠ રહે હય.

**બાદશાહ**—ઓ મારા તમતમતા, ઝમઝમતા ને પરસેવાથી ખાતાબત વાસ મારતા, મવાલીઓ, જુગારીઓ ઉર્ફે દરબારીઓ, તમો મારે આપરા પ્રધાનજીને ફરીયાદ કરતાં, સાંભલી મને ઘણીજ દલગીરી લાગે છે અને આજથી હું એવું ફરમાન બાહર પાડું છું કે કોઇ પણ દરબારી જો ભવીશમાં હલવાનો સટ્ટો કરસે અથવા તો આંકફરકનો જુગાર ખેલસે, તો તેને હું ૧૦ વરસની સખત જેલની સજા ફરમાવીસ, નહીં તો કે કાલાપાણી ધકેલી દઇસ. પ્રધાનજી, આ ફરમાન તમારી ડાયરીમાં હંમેશ માટે નોંધી લેજો.

**પ્રધાનજી**—જાઇસે તુમેરે હુકમ નામવર.

**બાદશાહ**—મારા ભલા દરબારીઓ, આપણા માનવંત બેગમ નવાઝ, આજથી બુરખો તજી દઇ, અત્રે દરબારમા પધારયાછ, માટે, હંમેશના રીવાજ મુજબ તમો મેહરબાનો સાથે મારે ઓલખાણ કરાવવી જોઇએ. (બાદશાહ બેગમ નવાઝ સાથે, દરબારના નામાંકીત નરોની ઓલખાણ કરાવે છે.) જરા ઇદર આના મેરે પ્રધાનજી?

**પ્રધાનજી**—બોત અચ્છા બાદશાહ!

**બાદશાહ**—(બેગમને) બેગમ નવાઝ, આય મારી દરબારના માનીતા પ્રધાનજી પસરીપર ઉર્ફે છીંકીપર. એવણુને ઘડી ઘડી પસરી પરવાની ઘણીજ ખરાબ આદત છે. જાવ મારા પ્રધાનજી, તમારી જગાપર જઇને બેસો. (પ્રધાનજી નમન કરીને જાય છે.)

**બાદશાહ**—(સેવકને introduce કરતાં) અમ્માં, આય પારસી મારા લશ્કરના સેનાધીપતી મહાત્મા મંચેરશાહ છે. એવણે કંઇ નહી તો ફેંકી દેતાં ત્રણ ત્રણ વખત મારો જીવ બંચાવ્યો

છે, અને હું ખાત્રીથી ભાર મુંકીને કહુંછ કે જો મહાત્મા મંચેરશાહ આપરા રાજ્ય મંગુસ્તાનમાં પધારયા નહીં હોતે તો અત્યારે રૈયત તેમજ રાજ્યની શી હાલત થઇ હોતે! એવણ રૈયત તેમજ રાજ્યના ઘણાજ માનીતા છે, અને સારી દુન્યામાં બહુજ નામના મેલવી છે. (સેવકે રીવાજ મુજબ બેગમ નવાઝનો હાથ ચુંમી, પાછી બેઠક લીધી.

**બાદશાહ**—પંડીતજી માણેકચંદ, જરા મારી પાસે આવો તો?

**પંડીત માણેકચંદ**—આયો બાદશાહ.

**બાદશાહ**—(પંડીતજીને introduce કરતાં) બેગમ મા, આય એવણ છે તે કે આપરી દરબારના માનીતા ને ચંચલ જોતીષ માહરાજ, શ્રી પંડીતજી માણેકચંદ કરમચંદ ઉર્ફે સપરચંદ. એવણ નસીબ જોઇને જે બોલેછ તે બોલેબોલ ખરૂં પડેછ. (પંડીતજી નમન કરી બેગમને બારી આંખે જુએ છે).

**બાદશાહ**—(પંડીતનો કાન પકડીને) કેમ પંડીતજી, એમ બેગમને આંખ કાંય મારોછ? તમારી દયાનત કાંઇ બગરીછ કે કેમ? શરમ છે તમારી આવી ચાલ ઉપર! ગુપચુપ જઇને બેસી જાવ, નહી તો લપરાક ખાસો. (પંડીતજી જઇને ગુપચુપ બેસી જાય છે.)

**મહાત્મા મંચેરશાહ**—બેઅદબી માફ છે બાદશાહ. એ તો પંડીતજીને આંખ મારવાની ખરાબ ટેવ છે.

**કોરપોરલ કરસનદાસ**—ઝાંહપનાહ, બાદશાહ સલામત, હમો તમારા માનીતા દરબારીઓએ પૈસા ભેગા કરીને બેગમ નવાઝે શાહઝાદા કાદરખાનનો જન્મ આપયોછ તેની ખુશાલીમાં તમો મેહરબાનોને એક કાસકેટ સાથે માનપત્ર અને થોડી નજીવી પરજતો આપીએ છીએ, અને અમો આશા રાખયેછ કે તમો મેહરબાન મોટા ઉપકાર સાથ સ્વીકારસો. (બેસી જાય છે).

**મહાત્મા મંચેરશાહ**—ચાલો પ્રવાનજી, જરાબી અચકાયા કે શરમાયા વગર બધા દરબારીઓ અને બાદશાહ સાંભલે તેમ પેલું તૈયાર કીધેલું માનપત્ર મોટેથી અને ખુહલા સાદે વાંચી સંભલાવો.

**પ્રધાનજી**—જેવો હુકમ, સાહેબ.

(પ્રધાનજી એક ટુંકું address વાંચી સંભલાવે છે અને કાસકેટ સાથે presents આપે છે.)

**માનપત્ર.**

હમારા મેહરબાન, કદરદાન, સૌનું ભલું ચાહનાર બાદશાહ અબદુલ્લા બીસમલ્લા જુસબરસતલ્લા, સીનીયર બેગમ નવાઝ, પ્રીન્સ ઓફ મંગુસ્તાન બાબા કાદરખાન, જત—.

આપ નામવરને રોશન છે કે ગઈ કાલે બરી બામદાદે, બેગમબાનુ નવાઝે, અચણુચ, ન ધારેલો, શાહઝાદા કાદરખાનનો જન્મ આપી, તમો નામવરને તેમજ અમો દરબારીઓને ખુશાલ તથા માહત કીધા છે, જે જોઇ હમો દરબારીઓ બેગમ બાનુ નવાઝ પર ફીદા ફીદા, થયા છૈયે. બેગમ નવાઝે ૧૦ વરસ વેર ધીરજ રાખી, સબુરી પકડી, ગાદીવારસ બેટાનો જન્મ આપ્યો છે, જે ખચ્ચીત: વખાણવા પાત્ર છે. અમો, તમારા વફાદાર દરબારીઓ, રડી તતરી ને તમો બાદશાહને અરજ કરીએ છીએ, કે હમો દરબારીઓ ભુલેચુકે કાંઇ ગુનાહ કરીએ અથવા તો કાંઇ કરપીણ કામ કરીએ તો હમોને વગર શીક્ષાએ માફ કરવા. હમારા માસીક પગારમાંથી અવારનવાર કાપકુપ કરવી નહીં, અને શાહઝાદા કાદરખાનના જન્મની ખુશાલીમાં હમુને ડબલ પગાર આપવો, એટલીજ અરજ અમો તમારી આગલ રજુ કરીએ છીએ. હમો, તમો નામવરનો કીંમતી વખત બરબાદ ન કરતાં એટલું ચાહીએ છીએ કે તે કીરતાર તમો નામવરોને લાંબી જીંદગી બક્ષે, તમારી વસ્તીવારીમાં બોહલો વધારો થાય અને તમો માનવંતના બદનમાં જે છે તેનાથી બી ડબલ ફેલાવો થાય, અને બેગમ નવાઝ, હવે પછી દર વરસે જોડ છોકરાંઓનો જન્મ આપે. આમીન! આમીન!

સદા સુખી રહો,
સદા તંદરોસ્ત રહો,
સદા બે ફીકર રહો,
સદા અમને ચાહતાં રહે.

અમો તમોને ચાહીયેછ, બસ ચાહીયેછ. ને ફર ચાહીયેછ આમીન! આમીન! આમીન! આમીન!

અમો છૈયે તમારા ભુખરી દમારીઓ—

(પ્રધાનજી નાળીયેર ફોડી, બાદશાહને હારડો, તોરો, કાસ્ટેટ અને એડ્રેસ અને એક તપકીરની દાબરી, બેગમ નવાઝને તીલો કરી એક કસબી સારી, જંમપર, સપાટ ને છત્રી અને શાહઝાદા કાદરખાનને ગુંગરો, દોલી ને ફુંગ્ગો આપે છે.)

**મહાત્મા મંચેરશાહ**—બાદશાહ, હું તમો નામવરને જે રાજા માહરાજાઓએ તમારી ઉપર શાહઝાદો જન્મ પામવાની ખુશાલીમાં મુબારકબાદીના તારો તેમજ કાગળો મોકલાવ્યા છે, તે લોકના નામો, તેમજ જે લોકોએ તમો બાદશાહને તેમજ તમારા ખેશકુટુંબ માટે, જે જે પરઝતો મોકલી છે, તેની વીગતો તમો આગલ અત્રે હીંમતથી રજુ કરૂં છું.

મુબારકબાદીના તારો તેમજ કાગલો મોકલાવનારોનાં નામો—

(૧) કાબુલના બાદશાહ.
(૨) જાફરાબાદના ગવરનર!
(3) The Viscount of Worli.
(4) The Earl of Ahmednagar.
(5) The Baron of Borivali.
(6) The Count of Colaba.
(૭) ધી પીર ઓફ પીરપાઉં.
(૮) મહાત્મા ગાંધીજી અને બીજાઓ.

પરઝતો મોકલાવનારાઓના નામો તથા ચીજો—

(૧) ધી લેટ ગોવીંદજી વસનજી તરફથી ૧૦ મણનો ફરમાસુ પસ્તા બદામનો લાવરો.

(૨) સેવક ઉર્ફે મહાત્મા મંચેરશાહના મમઇજી તરફથી શાહઝાદા કાદરખાન સારૂં ચોલ્લા ને જબલાં, તથા બેગમ નવાઝ સારૂં થોડીક સુંઠ ને બદામપાક.

(૩) કોનગ્રેસ વરકીંગ કમીટી તરફથી શાહને માટે એક રેંટીયો અને બેગમ માટે એક હાથે વણેલી ખાદીની સારી.

(૪) પરશીયન ડેરી ફાર્મ તરફથી શાહઝાદા સારૂં ૧૫ શેર ચોખ્ખું દુધ તથા પાંચ શેર મલાઇ.

(૫) વાહીટવે લેડલો એન્ડ કું. તરફથી બેગમ નવાઝ સારૂં પેહરી સુવા નાઇટ ગાઉન, પાઉડર બોક્ષ અને કોલનવોટરની એક બાટલી.

(૬) મુસલીમ ખીલાફટ કમીટી તરફથી શાહઝાદા કાદરખાનને સુવા માટે એક જોહરી ને બીજી સંખ્યાબંધ ચીજો વીગેરે.

બાદશાહ અબદુલ્લા આ બધી ચીજો માટે ઉપકાર માનતાં બોલ્યો: "ઓ મારા બેવકુફ, બેઅકલી, બેઇમાન, બડાઇખોર, હરામખોર અને નીમકહરામ દરબારીઓ, તમોએ મારૂં ભલું યા બુરૂં ચાહીને શાહઝાદાના જન્મ પામવાની ખુશાલીમાં માનપત્ર, કાસકેટ અને પરઝતો બેનાયત કીધી છે, તે માટે હું તમારો અંતપુર્વક દીલોજાન આભાર માનું છું. માનપત્રમાં તમોએ જે જે અરજીઓ કીધી છે, તે તરફ મારૂં પુરતું ધ્યાન પુગાડીસ, તેટલાં તમો બેફીકર રહી મારા પર પુરતો ભરોસો રાખી નીરાંતે પોહરી જાવ."

**મહાત્મા સંચેરશાહ**—બાદશાહ, આપકી દરબાર કા કવી કાલીદાસને આપકે માનમે, એક કવીતા રચી.હય, ઓ તુમકી આગલ રજુ કરને કું, મેં કવી કાલીદાસકુ અરજ કરતે હય.

**બાદશાહ**—એ મેરે દરબારકે ચંચલ કવી કાલીદાસ, તુંમને મેરે માનમે જો કવીતા બનાઇ હય, ઓ દરબારમે તાલ દાદરા રાગ કાફી યા ઠોકોમે ગાને કુ મેં તેરે કુ હુકમ કરતે હય.

**કવી કાલીદાસ**—જઇસે નામવર કા ફરમાન.

કવી કાલીદાસ, શાહના હુકમને માન આપી ભર દરબારમાં પોતાને હાથે રચેલી ટુંકી કવીતા ગાઇ સંભલાવે છે—

બાદશાહ! ઓ બાદશાહ! ઓ જહાંપનાહ દીલનવાજ,
કાયમ રહે હંમેશાં તારૂં આ મારામારી કાપાકાપીનું રાજ,
એક પલખી છે નહીં હમને સુવાનો કરાર,
દરબારમાં છે સદાની જીવતાં સુવાની તકરાર,

એ ફુલેવરના ગુલ્લા અબદુલ્લા શેર જંગ,
ભરયાછ તેં તો દરબારમાં વીંટીપરના નંગ,
નવાઝ બેગમે શાહઝાદાનો દીધો જન્મ,
રાખી છે બાદશાહ તારી આબરૂ ને શરમ,
એ સપરચંદ! એ નારંગી! એ આકુસે દારમ,
ઇચ્છુંછ હું તુંને સદાના સુખ ને આરામ,
એ બાદશાહ તારે નામની હંમેશાં હું મારતો રહીશ ડફાસ,
છું હું તારો સદાનો ચંચલ કવી કાલીદાસ.

**બાદશાહ**—વાહ! ચમત્કાર! કવી કાલીદાસ ચમત્કાર! આય તમારી કવીતા સાંભલવા પછી એટલુંજ કહી શકુંછ કે પેલા મહાન કવી એહસ્તી 'ફીરદોસી'બી તમારી આગલ પાણી ભરેછ. મહાત્મા મંચેરશાહ, કવી કાલીદાસે જે આંય માહન કવીતા રચી છે તેના માનમા એવણને એક શેર ગંદેરી ખવરાપજો, અને મારા બીછાનાની છત્રી સાથે એક પુંથાપર આય એવણની કવીતા લખીને લટકાવજો કે હું સુતા સુતા આખો દીવસ એ કવીતા વાચી શકું.

**મહાત્મા મંચેરશાહ**—જેવો તમારો હુકમ બાદશાહ.

(એવામા બાહરથી બ્યુગલ ફુકવાનો અને ગરબડ થવાનો અવાજ સંભલાય છે અને બધા દરબારીઓ ચોંકે છે.)

**બાદશાહ**—ચોપદાર! દેખો એ અવાજ કીદરસે આતે હય?

**ચોપદાર**—શાહે સલામત, ત્રીન ચાર આદમી ભાગ કર ઇદર આતા હય.

ખુરદીસ્તાનનો ખલીફ, કે જેનું રાજ્ય મંગુસ્તાનથી લગભગ ૩૦૦ માઇલને છેટે આવેલું હતું, તેના લશકરનો કમાંનડર, Lieutenant બહેલીયા બેગમહમદ, ત્રણ ચાર સીપાઇઓને લઇ ખલીફ તરફથી બાદશાહ અબદુલ્લાને કાંઇક સમન્સ પોંહચાડવાને દરબારમાં ધુસી આવે છે.

**મહાત્મા મંચેરશાહ**—(લેફટનન્ટ બેગમહમદને) એ મીસ્તર ઇથ્થુજી, તુંમી હુકમ વગર અંદર કસાલા એલા. Why is you

enter our darbar room without our permission? એકદમ બાહર જાવ. કોરપોરલ કરસનદાસ, એ હરામખોરને ધક્કો મારીને બાહર કાઢો.

**કોરપોરલ કરસનદાસ**—વારં, મહાત્મા મંચેરશાહજી.

**બાદશાહ**—એ મીસ્તર તમો કોણ છેવ અને શું કેહેવા માંગોછ!



**લેફ્ટનન્ટ બેગમહમદ**—બેઅદબી માફ હય મેરે બાદશાહ! મેરે નામ Lieutenant બરેમીયા બેગમહમદ હય. મેં બુરદીસ્તાનકા ખલીફ સમસુદીનકા લશકરકા કમાનડર ઉં. મગર અમેરે ખલીફ ને તુમેરે કુ ઓ કુચ સમન્સ પોંહચાડને કુ દીયા હય, ઓ તુમેરી ખીદમત મે હાજર કરતે ઉં.

(એમ બોલી બાદશાહને કાંઇ કાગલનું ચીથરૂં સ્વાધીન કરે છે).

**બાદશાહ**—બોટ અછછે લેફ્ટનન્ટ બેગમહમદ, જાકર ઓ ખુણે મે ખરા રહો. આપુણ તુમકું અર્ધા ઘંટે મે જવાબ દેતે હય (ચોપદારને) ચોપદાર, દેખો, ઓ મવાલી કુચ ઇદરસે ઉથા કે, ખાસે મે રખ કર ભાગ નહી જાવે.

**ચોપદાર**—બોટ અછછાજી.

બાદશાહ—(પેલો સમન્સ ખોલીને વાંચતા) ઓ ગમગીનીમા ગીરફતાર બનેલા, ઓ દોજખી દુન્યાના ગરીબ મુસાફર યાને બાદશાહ અબદુલ્લા, તારા પર એક પછી એક કેવી આફતો આવી પડેછ! મારા બાહદુર વીરલાઓ, પેલો આપરો પાડોસી, ખલીફ ઓફ ખુરદીસ્તાન, કે જેને આપરે ૫૦ લાખ રૂપીઆ દેવા છે, તેણે આ Summons મોકલાવી, ઉઘરાણી માટે તાકીદ કીધીછ, ને સાથે દાટીબી કીધીછ કે જો આપરે તે ૫૦ લાખ રૂપીઆ, ૨૪ કલાકમા તેના ઉપર રવાના નહી કરસું, તો તે એકાએક આપરા ઉપર ચઢાઇ લાવી, આપરાં રાજનો નાશ કરી નાંખશે. પણ, હા, ખરા, તે દીવસે, મુસ્લીમ લીગનો માનવંત પ્રમુખ મને એકાદ હોટેલમાં મલ્યો, અને ચાહ પીતા મને કહેવા લાગ્યો કે, બીરાદર અબદુલ્લા, તમો મુસ્લીમો, એમ આપસ આપસમાં મારામારી કરયા કરસો તો મુસ્લીમ ભાઇબંધી કેવી રીતે જલવાઇ રેહસે! ખુદા ખાતર ને કોમની શરમ ખાતર, જરા સલાહ સંપજથી રહો. બચ્ચીત, હું ધારૂંછ કે મુસ્લીમ લીગના પ્રમુખનું કહવું તદન વાજબી છે.

મહાત્મા મંચેરશાહ—મારૂંબી એજ મત છે, બાદશાહ સલામત.

બાદશાહ—માટે મારા બાહદુર દરબારીઓ, હવે તમો સઘલા સલાહ-સંપજથી, સાથે મલી, આ ગંભીર બાબતપર ૧૦ મીનીટ વેર વીચાર કરો, અને જ્યારે હું જવાબ માગુ ત્યારે, જે લોકો લડવાની તરફેણમાં હોય તે લોકોએ સાથે ઉભા થઇ, જમણા હાથનો અંગોઠો ઉંચો કરવો. તેટલા હું મારી વાહલી બેગમ તથા મહાત્મા મંચેરશાહજી સાથે આ બાબતપર મસલત ચલાઉંછ.

બાદશાહ—(થોડા વીસામાં બાદ) કેમ મારા બાહદુર દરબારીઓ, તમો શું વીચારપર આવ્યા છો? લડવું કે અખારા બેહદીન કાઉસ કરી જવું.

મહાત્મા મંચેરશાહ—બાદશાહ, હું ધારૂંછ કે એ કમબખત ખલીફ અલસીનો સત્તો કરી પૈસા ખોઇ બેઠો હોશે તેથી પૈસા માટે તાકીદ કરેછ. બાદશાહ સંસક્રીતમા કેહતી છે કે—

'આનંદ દંમ પરમ સુખમ,
વીના દ્રવ્યમ (લક્ષ્મી) માહ દુખમ.'

બાદશાહ—ખરૂં બોલ્યા મહાત્મા મંચેરશાહ, આંય દુન્યામાં પૈસાના ખેલજ જોવાના છે. માણસ પાસ પૈસા હોયછે ત્યાં વેર તે સુખી હોયછ, અને ચાહે તે કરી શકેછ. કેહવત છે કે—

'પાસ હુવે જર, તો ચાહે સો કર
પાસ નહીં હોય જર, તો તરતર મત કર.

છતાં પેલો કમજાત ખલીફ શા માટે એટલી શેખી કરતો હોશે!

પ્રધાનજી—મગર મેરે અઇસે કેહને હય બાદશાહ, કે જો કે ૫૦ લાખ રૂપીએ આપણે કુ ખુરદીસ્તાન કા ખલીફ સમસુદીન કુ દેના હય, ઓ ગુપચુપ દયા કર, ઓ ખલીફ કુ દેના, અને લડાઇ મત કરના. બાદશાહ કેહતી હય કે—

'દયા ધર્મ કો મુલ હય,
પાપ મુલ અભીમાંન,
તુલસી દયા ન છોડીએ,
જબ તક ગતમે પ્રાણ.

બાદશાહ—વારે મારા પ્રધાનજી તમે બી અજેની નરમ ઘી જેવી વાત કરોછ. ખલીફ તરફ તમો મને દયા બતલાવા કહોછ માટે હું એમ પુછું કે એ ખલીફ કાઇ તમારો સગો બગો લાગેછ શું? શું તમો મને છેકજ પોત્યાંદાસ સમજયા કે? જાણે હું પેલા ચંડાલ ખલીફને ૫૦ લાખ રૂપીઆ આપી તાબે થઇ તેને નમી જાઉ. અરે પ્રધાનજી—

નમન નમન મે ફેર હય,
બોત નમે નાદાન,
ચીત્તા નમે સીકારકુ,
જયસે તીર ઔર કમાન.

મારા સાહેબ, તમો મને કંઇ બોરયું બોરયું સમજતા ના, નહીં તો સૂજમાં રોજા ખોલસો. જોવ સમજો—

સોડામાં જોસ છે,
ભીંદામાં ગોસ છે,
સાખણુ ને તોસ્ત છે,
એનાં લોહીની મને સોસ છે.

**મહાત્મા મંચેરશાહ**—ખરૂં કહયું બાદશાહ સલામત કે દુશમનોને તાબે થવું એ તો બાયલાઓનું કામ છે. પેલા કહે તેમ, લીયા ઉસ્કા દીયા તો ઉસ્મે નફા કયા કીયા! લેણા દેણા ઓ ગંડુ કા કામ.

**હય**—અરે, દુશમનોની તો સામેજ થવુંજ જોઇએ—

લગાસા ખલીફને થોડા વીનમે
આએંગા ઓ ગધ્ધા પ્લેસમે
નક્કી હાર દેંગે ઓ મુજી ખલીફ કો
લડાઇના મેદાન મેં.

**પ્રધાનજી**—રયત આબાદ હય, મેહનત બરબાદ હય,
બાદશાહ ફરબેદાર હય, બેઅદબી માફ હય.

**એક દરબારી**—રાજકુ વફાદાર રહેના, ઓ રૈયતકી ફરજ છે
રાજકી સામે હોના, ઓ બેવકુફાઇ હય.
રાજકુ તાબે હોના, ઓ સબકા ધર્મ છે,
મગર લડાઇ કરના ઓ કુચ સેહલા કામ નહીં હય.

**બાદશાહ**—(બોય ચઢાવીને)
દુન્યા દગલબાઝ હય, સેવક કસરતબાઝ હય,
રૈયત લડને નારાઝ હય, મગર બાદશાહ ઇંતેઝાર હય.

**કોરપોરલ કરસનદાસ**—રૈયત બલવાન છે, બાદશાહ પહેલવાન છે.
પ્રધાનજી કદરદાન છે, દરબારીઓ કુરબાન છે.

**મહાત્મા મંચેરશાહ**—બટકમે બફાટ છે, ધાનશાક કબાબ છે,
લડવામાં સ્વાબ છે, આ અમારો જવાબ છે.

બાદશાહ સલામત, આયંદે અમો એવા વીચારપર આવ્યા છૈયે કે લડવું લડવું ને ફર લડવું. એવા ભલા કામમાં ઢીલ કેવી! બાદશાહ નામવર—

કોણકી તાકાદ હય કે શાહકી સામે હુવે,
કોણની માને સુંઠ ખાવે કે લડને કુ આવે?
મગર એ લડનેવાલે ખલીફ, અતતારી અઇસી તઇસી,
કેમ બાદશાહ, અમારી વાત છે કઇસી?

**પ્રધાનજી**—ઝમકતે હય એ મુજી ખલીફ સમસુદીનકા બુલંદ સીતારા,
હય ઉમરે એ પાગલ ૬૦ બરસકા બુઢ્ઢા મટારા
જપતે હય દોનો હાથસે માલા, એ ધર્મી ધુતારા
દેખ લેંગે, કયા કરને વાલે હય એ બુમ્બખ બુટારા.

એવામાં સેવક, મહાત્મા મંચેરશાહે તાપસી પુરી કે "બાદશાહ સલામત, મેં આપ નામવરકી ખીદમતમે દરબારી લોકકુ અઇસે સવાલ કરતે હય કે—

હય કોણ અલ્લાહકાવાલી, હય કોણ દરબારી મવાલી,
વ્હો જા કર પીલાએંગે ખલીફકુ ઝેર કા પ્યાલી!"

**બાદશાહ**—શાબાસ! શાબાસ! આફરીન! આફરીન! મારા બાહદુર વીરલાઓ, શાબાશ! હંમેશ એવા નેકીના કામ કરતા રહેજો, (Lieutenant બેગમહમદને) Lieutenant બેગમહમદ, જા કર તુમેરા ખલીફ સમસુદીનકુ કહો કે બાદશાહ અબદુલ્લા ને તુમેરા લડને કા ચેલંજ ઉપાર લીયે હય, અને બાદશાહ અબદુલ્લા, ઉસ્કે લશ્કરકી સાથ લડને કુ તૈયાર હય.

**લેફટનન્ટ બેગમહમદ**—જઇસી શાહકી મરજી ઔર કુચ ફરમાસ નામવર?

**મહાત્મા મંચેરશાહ**—બાદશાહ સલામત—

ઉમેદ છે કે એક વખત ખુરદીસ્તાનનો ખલીફ હું થાંઉ,
તખ્ત પર બેસી, પેટ પસવારી, મલાઇના ખાજા બસ ખાઉં,
જીત્યો જો લડાઇ, તો સ્પેસીયલ ટ્રેન કરી ઉડવાડે હું જાઉં,
રૂપીઆ પાંચ ખરચી ખલીફના નામની માચી ચઢાંઉ.

નમન કરી બેગમહમદ જવા કરે છે, તેટલા સેવક, મહાત્મા મંચેરશાહે તેને રોકતાં કહયું કે, મીયાં બેગમહમદ, તુમેરા ખલીફ સમસુદીનકુ જા કર બોલો કે—

"ફીરતે હય મસ્તક મેરા, કરો મત મીયા હેરાન,
મસ્તક જાસ્તી નાં ફીરાવ, નહીં તો કરસ મેજાંન."

અને પછી ખલીફને નામની સરસવતી ભણતા ઉમેરયું, "એ તુમાખી Lieutenant બેગમહમદ, તુમેરા ખલીફ સમસુદીનકી અઠરીનઇસી—

આલો બેગમહમદ એકદમ તપી ગયો, અને સેવકને મવાલી કરીને કહયું, અને મેંબી તેને 'તુંમેરા બાપ મવાલી' કરીને કહી તેના આંગ ઉપર ધસી ગયો, અને જેમ મવાલીઓ, મોહલ્લાઓમાં કુસ્તી ખેલે છે, તેમ દીલ ઉપરથી દગલો ઉતારી, બાંય ચઢાવી પેલા બેગમહમદને મારી સાથે કુસ્તી રમવાને ચેલંજ કીધી, પણ બધા દરબારીઓએ, તથા શાહ અબદુલ્લાએ વચમાં પડી, મને થંડો પાડી, પેલા બેગમહમદને ત્યાંથી ખરતો કીધો, અને આખી દરબારે, 'ઇનકીલાબ ઝીંદાબાદ, કર દેંગા ખલીફકા થોભરા બાદ,' કરીને બુંમો પાડી દરબાર રૂમ ગજાવી મુકયો.

મહાત્મા મંચેરશાહ—ઓ મેરે બાદશાહ સલામત—

જો નડેંગી નહીં કુચ હરકત,
તો લેંગી મેહનત, ઉઠાએંગી જેહમત,
ઓર કર દેંગે ખલીફ કા રાજ કુ સફાયત

મગર બાદશાહ, હું એટલુંજ કેહવા માગુંછ કે

ધીકકાર હોજો મુંજને ખલીફને જો મેં જતો મુકયો,
ફીટકાર હોજો મુજને એ મુજીને જો મેં જીવતો છોડયો,
ધીકકાર હોજો મુંજના હીચકારા આવા કામ ઉપર,
ફીટકાર હોજો મુંજના મીઠું મંચેરશાહ નામ ઉપર.

કોરપોરલ કરસનદાસ—

રખે હય ચેલંજ ખલીફને બોટ રૂબાબ મેં,
કમુલ રખે હય ચેલંજ શાહને એક પલ મેં,
ભેજ દેગે ઓ મુજી ખલીફને સીધ્ધા બેહસ્ત મેં,
ચલાએંગે હકુમત આપ નામપર ઉસ્કા દેશ મેં.

**બાદશાહ—**ઓ ગમગીનીમા ગીરફતાર બનેલા, ઓ દોજખી દુન્યાના ગારીલ બાદશાહ અબદુલ્લા ઉર્ફે જુસબરમતલ્લા, આ તારી શી દશા! અફસોસ! દસ હજાર અફસોસ!

**મહાત્મા મંચેરશાહ—**બાદશાહ, તમો એટલા ગરમ ના થાવ. એક તો તમારૂં 'હાર્ટ' વીક છે, અને જો ન ધારેલા તમો ધપીબપી જસો તો હમો સદાના રવરી મરસું.

**બાદશાહ—**મહાત્મા મંચેરશાહ, તમો મારે માટે એટલી ફીકર નાં કરો. મારા એકમારગી ને તુમાખી જોતીષ માહરાજ પંડીત માણેકચંદ કરમચંદ ઉર્ફે સપરચંદ તમે તમારૂં ફલદૂપ ને મસાલેદાર ભેજું વાપરી, મારો હાથ જોઇ મને કહો કે પેલા ચંડાળ 'ખલીફ ઓફ ખુરદીતસ્તાન'ની સામે લડાઇ જીતવાને હું શકતીવાન થવસ કે નહીં?

**જોતીષ પુનમચંદ—**બાદશાહ સલામત, હું તમારા ભાગ્ય-શાળી હાથપરથી ગણત્રી કરી કહી શકું છું કે ધ્રુવનો તારો દક્ષીણ દીશાપરથી ઉત્તર દીશાપર આવ્યો છે. એનો અર્થ એવો થાય છે કે જો દુન્યા ન ધારેલી ફના થઇ જાય, અગર જો મહાત્મા મંચેરશાહ દુશમનોને હાથે કપાઇ જંગના મેદાનમાં પોહરી જાય, અગર જો તમારા બાહદુર સીપાઇઓ બાયલા બની મેદાનમાંથી નાહસી જાય, તો પણ તમો બાદશાહ દુશમનને કદી શરણ થસો નહીં.

**દરબારીઓ—**Hear! Hear! Once more!

**બાદશાહ—**ચુપ! ચુપ! એ શું ઢોંગ લઇ બેઠાછ! એ once more શાનું? તમો શું નાટકશાળામાં 'દર્દે જીગર' નો ખેલ જોવા આયાછ શું? શરમ છે તમારી આવી ચાલપર! મહાત્મા મંચેરશાહ, હુકમ કરજો કે આંય દરબારીઓનો પગાર ચુકવતી વખતે, તમારા સીવાય દરેક દરબારીઓના પગારમાંથી પાંચ રૂપીઆ કાપી લેવા.

**મહાત્મા મંચેરશાહ—**જેવો તમારો હુકમ બાદશાહ.

**એક દરબારી**—બાદશાહ, હું તો ગુપચુપ બેસી રહેલો.

**બાદશાહ**—Shut up! યુ સીલી ગુસ, બીલાડી ફુસ, બાટલી કા બુચ! ચોપદાર, ઓ મવાલી દરબારી કુ ધક્કા માર કર ઇદરસી નીકાલો.

**ચોપદાર**—બોટ અચ્છાજી.



**બાદશાહ**—પંડીત માણેકચંદ ઉર્ફે સપરચંદ, મારા પગનું તળ્યું જોઇને મને કહો કે મારા નસીબમાં બીજી કેટલી વધુ બૈરીઓ લખાયલી છે?

**પંડીત માણેકચંદ**—ઝાંહપનાંહ બાદશાહ, તમારા નસીબમા બીજી પોનાબે બૈરીઓ લખાયેલી છે. તમો બેલાસક બીજી બૈરીઓ કરજો. જરાબી અચકાતા ના. બાદશાહ કેહતી છે કે ગોલ વીના કંસાર નહીં હોઇ શકે, તેમજ બાયડી વીના તો સંસારજ કેમ હોઇ શકે!"

**બાદશાહ**—શાબાશ! આફરીન! આફરીન! વાહ મારા જગમસહુર બાહોશને ચંચલ જોતીષ પંડીતજી માણેકચંદ ઉર્ફે સપરચંદ, આફરીન! આફરીન!

**મહાત્મા મંચેરશાહ**—ને તેનાપરબી આફરીન!

**બાદશાહ**—મારી દરબારના બાહોશ પંડીતજી, તમોએ મારૂં નસીબ જોઇને જે ડાહી ડાહી કહેવતો કહી સંભલાવી છે તેપરથી હું એટલુંજ કહી શકું છું કે તમારા જેવો બાહોશ જોતીષ આખી દુન્યામાં બીજો કોઇબી હોશે નહીં. કેમ મંચેરશાહજી, આ બાબતસર તમારૂં શું મત છે?

**મહાત્મા મંચેરશાહ**—બાદશાહ, તમારૂં કેહવું બીલકુલ ખરૂં છે. જ્યાંસુધી જોષી માહરાજ માણેકચંદ ઉર્ફે સપરચંદ આ દુન્યામાં જીવતા છે ત્યાંસુધી આપણું રાજ સલામત છે.

**બાદશાહ**—વારૂં, બીજું એમ પુછું જોષી માહરાજ, કે મારા હાથ જોઇને કહો કે હું કેટલા વરસ જીવસ.

**પંડીત માણેકચંદ**—બાદશાહ, હું એમ પુછું કે આપ નામવરને હાલ કેટરસું વરસ ચાલેજ?

**બાદશાહ**—શ્રી માહરાજ માણેકચંદ, અને યાદ છે ત્યાંસુધી હાલ મારી વય ૬૦ વરસ, ત્રણ મહીનાને પોણા ત્રણ દીવસની છે.

**પંડીત માણેકચંદ**—સારે, બાદશાહ, હું તમારા સબકતા હાથપરથી ગણત્રી કરી કહી શકું છું કે તમારી જીંદગી ૬૫ વરસની છે. ૬૬ મે વરસે તમો આપઘાત કરસો.

**બાદશાહ**—શાબાસ! મારા દોઢચતુર જોતીષ માણેકચંદ ઉર્ફે સપરચંદ, તમો તો દેખું પકકા ગણત્રીબાજ નીકલ્યાછ! ઘણું જીવજો માહરાજ ઘણું જીવજો! અને પ્રધાનજી, જોષી મહારાજે જેહમત લઇ, મારૂં ભવીષ્ય ભાખ્યુંજ તેની ખુશાલીમાં, જ્યારે પંડીતજી રીટાયર થાય ત્યારે મારે હીસાબે ને જોખમે પંડીતજીના પેનશનમાં પાંચ રૂપીઆનો વધારો કરી આપજો, અને જો પંડીતજી લેવાને આનાકાની કરે તો બોહસ કરીને આપજો, ભુલતા નાં.

**પ્રધાનજી**—જેવો તમારો હુકમ બાદશાહ.

એવામાં એકાએક દરબારની બહાર કાંઇ ગડબડ થવાનો અવાજ સંભલાય છે, અને ત્રણ ચાર જણા દરબારની અંદર ઘુસી આવે છે, અને તેમાંનો એક શખસ, પોતાને ખુરદીસ્તાનના ખલીફનો A. D. C. દાઉદખાન તરીકે જાહેર કરે છે, અને પોતાની સાથે ખલીફ તરફથી કાંઇ લાવેલો કાગલ બાદશાહને આપી નમન કરે છે. બાદશાહ, પેહલે

તે કાગલ ખોલી મનમાં વાંચે છે, અને પછી તેનો ગુજરાતીમાં તરજુમો કરી દરબારને વાંચી સંભલાવે છે.

## કાગલ.

વાહલા બાદશાહ અબ્દુલ્લા,

જત—મારા ખલીફ સમસુદીનની ફરમાસથી તમને લખી જણાવવાની રજા લેઉં છું કે તમોએ મોકલાવેલો જવાબ ખલીફ સમસુદીનને મલ્યો છે, તે માટે તેઓ તમારો મોટો આભાર માને છે, પણ જણાવવાને ઘણીજ દલગીરી ઉતપન્ન થાએ છે કે હાલતુરત ખલીફ તમારૂં લડવાનું ચેલેંજ ઉપાડી શકતો નથી, કારણકે હાલનેકાજ, ખુરદીસ્તાનમાં ઘણાંજ દલગીરીભર્યા બનાવો બની રહયા છે. ગઇ કાલે નામવર ખલીફનો વરસગાંઠનો શુભ દીવસ ઉજવવામાં આવ્યો હતો, અને તેના માનમાં આખા શહેરમાં ખાણીપીણીનો એક ભવ્ય મેલાવડો ગોઠવવામાં આવ્યો હતો; પણ કમનસીબે ખાધા પછી કેટરરે, વાસણોને બરોબર કલાઇ કીધેલી નહીં હોવાથી મેહમાંનોમાંનો મોટો ભાગ ખરાબ રીતે પટકાઇ પડયો છે, અને કેટલા લોકો તો જીઓ પણ કરી ગયા છે. અધુરામાં પુરૂં અમારા રાજ્યનો ધોબી સીપાઇઓનાં કપડાં ધોવાને લઇ ગયોછ, તે હજુ સુધી કપડાં લઇ પાછો ફર્યો નથી, તેથી રાજ્યના વફાદાર સીપાઇઓ વગર કપડે પોતાની આબરૂ ખાતર લડાઇ કરવાને ચોખ્ખી ના પાડી બેઠા છે. માટે ખલીફ સમસુદીન આવી ન ધારેલી અડચણોને લીધે એક મહીનો લડાઇ મોકુફ રાખવાને અરજ ગુજારે છે, અને આશા રાખે છે કે તમો બાદશાહ એ અરજ જરૂર મંજુર રાખસો.

હાલ એજ

તસ્દી માફ,

લા. ખલીફ સમસુદીન,

વતી

કેપટન, દોસ્ત મહમદ,

(ખલીફનો પ્રાઇવેટ સેક્રેટરી.)

આ સમાચાર સાંભલતાંની સાથ દરબારમાં ચોમેર ખુશાલી ચ'થરાઇ રહી, અને કેટલાક દરબારીઓએ તો રંગમાં આવી જઇ જેમ પીલાહાઉસપર સવાલીઓ મોઢામાં આંગલાં ખોસી સીસોટી ફોડે છે, તેમ દરબારીઓએ મોઢામાં આંગલાઓ ખોસી મોટેથી વીટ, વીટ, કરીને સીસોટીઓ ફોડી, જયારે કેટલાકોએ તો જે હાથમાં આવ્યું તે 'અલ્લાહ ઓ અકબર' કરીને બાંગો મારી એકમેક તરફ જોરમાં ફેંકયું. તુરત, સેવક, મહાત્મા મંચેરશાહ પેલા દાઉદખાંન તરફ ધસી જતાં મોટેથી બોલ્યો—

"કોણની માયે સુંથ ખાધી છે કે હમારી સામે લડવા આવે
કોણની માયે આદુ ખાધું છે જે હમારૂં નાંખ મરડવા આવે
કોણની માયે લસન ખાધાં છે જે હમારા કાન કરડવા આવે
કોણની માયે મરચું ખાધું છે જે હમારો હાથ પકડવા આવે
લડને વાલે જો રેહતે થે એક રોઝ ભાડે કા મકાન મે
આજ વો સબ પોહચ ગયે હય બડે કબરસ્તાન મે."

બાદશાહ અબ્દુલ્લાબી ઘણો ગેલમાં આવી ગયો, અને બેગમ નવાઝ સાથે ડાન્સ કરવા મંડી ગયો, અને સુખલો, ને સેવક કરીને તે નામવરોની આસપાસ ફરી વલી, ગેરયા રમવા મંડી ગયા. પણ, આ ખુશાલી લાંબો વખત રહી નહીં કારણકે, બાદશાહ ડાન્સ કરતાં થાકી ગયો, અને તેનું heart weak હોવાથી exertion ને લીધે heart માં cramps આવવાથી તે જમીન ઉપર ફુટબોલની માફક પટકાઇ પડયો, અને કાંઇ પણ તબીબી મદદ આપી શકાય તે પહેલાં, બીચારો ગુજર પામ્યો, જેથી દરબારમાં અત્યંત નીરાસી ફેલાઇ. દરબારીઓ બાદશાહનાં રૂવાનની આસપાસ ફરી વલ્યા, અને બેગમ નવાઝ તથા સેવક, શાહના રૂવાન ઉપર ચત્તાપાટ પડી તેને ચુંમી લઇ, ધસાધસ રડી પડયા, અને બેગમ નવાઝનું માંથુ પસવારી મેં તેને સધ્યારો આપ્યો.

દેશના રીવાજ મુજબ, બાદશાહ અબ્દુલ્લાના મરણ પછી તુરત શાહઝાદો કાદરખાન minor હોવાથી ધી લેટ શાહ અબ્દુલ્લાના ભાઇ સુલેમાનને કામચલાઉ Shah of

Mangustan જાહેર કરવામાં આવ્યો. આ નવો શાહ સુલેમાન, મારો કત્તો દુશમન હતો, અને મને માથેથી પગ સુધી ધીકકારતો હોવાનું મને પેહલેથી માલમ હોવાથી, મારી કીંમતી જીંદગી બચાવવા સારૂં, મેં ત્યાંનું ત્યાંજ મારૂં રાજીનામુ આપી દીધું, જે બાદશાહ સુલેમાને મોટી ખુશી સાથે સ્વીકારયું.

આ મારા રાજીનામાની ખબર તુરત લોકોમાં ફેલાઇ ગઇ, અને બેગમો તથા મારૂં ભલું ચાહનારાઓ તથા વખાણનારાઓએ મને મારૂં 'રાજીનામુ' પાછું ખેંચી લેવાને હાથે પગે લાગી ઘણોજ સમજાવ્યો, પણ જાતે હું એક જીદદી નોસાકરો પારસો હોવાને સબબે મારા અસલ ઠરાવને વલગી રહયો અને તુરત મારા બબરચી સુખલો તથા સરસામન લઇ, મુંબઇ જવા સારૂં ત્યાંથી ઉઠાંગરી લીધી.

મુંબઇ આવી મારી અસલ રેહવાની જગ્યાએ ઉતારો લીધો અને મારી અજાયબી વચ્ચે જોઉંછ તો મારા મમઇજી ઘરમાંથી ગેપ થયલાં માલમ પડયાં. મમઇજી માટે આજુબાજુ ભરભાડુતોમાં ખબર કાઢતાં માલમ પડયું કે મમઇજી મારા વગર એકલા પડી ગયલાં હોવાથી અને ઇરાનના શાહ રેઝાશાહે મમઇને કાલાવાલા કરી ઇરાન પધારવાને ઇજન કીધેલું હોવાથી ડોસાં તો દેખું છેરઇને કેહદારના ઇરાન ઉપડી ગયલાં. જાતે હું ઘણો ચંચલ હોવાથી નોકરીની શોધમાં બધી ઉથલપાથલ કરી મુકી અને કેથે પણ નોકરી નહીં હાથ લાગવાથી અને નાવર મશતબ થયલો હોવાથી છેડાઇને કોટેકોટની દાદીશેઠની અગ્યારીમા એક મોબેદ તરીકે રહી ગયો અને આબરૂ ઇજતથી મારૂં ગુજરાન કરવા મંડી ગયો.



# સુંબઇથી બીનોઇ જહાન.

કોટેકોટની દાદીશેઠની અગ્યારીમાં મોબેદનો ધંધો કરતાં હું થાકીને લુસ થઇ ગયો અને નાનપણથીજ મને સ્પીરીચ્યુઆલીઝીમ વીશે ઘણો શોખ હોવાથી અને એ બાબદસર પુરતો અભ્યાસ કીધેલો હોવાથી ચાલુ પ્રેકટીસમાં રહેવા ખાતર હું અવારનવાર મારા બ્હેસ્તમુકામ પામેલાં સગાંઓ સાથે બેહસ્તમાં સંદેશાઓ ચલાવતો, જેને લીધે વારંવાર મને જાતજાતના સ્વપનાઓ આવતા હતા.

## મુસાફરીના સંજોગો.

નવરોઝની રાત્રે પેટ ભરીને ખાઇપીને હું ધોંટાવા ગયો, પણ નખ્ખોદ ગઇ ઉંઘ આવે કયાંથી! એક તો ઢુમ દબાવીને ખાધેલું તે પેટમાં ચુંટો મારવા લાગ્યો, અને અધુરામાં પુરું કમબખત મચ્છરોનો કંટાળો અને રસ્તામાં કુતરાંઓનો ભસવાનો અવાજ, તથા મવાલીઓની ગડબડ સડબડ વીગેરે, વીગેરેથી અહીંથી તહીં, અને તહીંથી અહી, કોર ફરતાં એકાએક મારી આંખ લાગી ગઇ, અને ઉંઘમાં મેં કંઇ અજબ જાતનું જોયું! શું ધારોછ? તે શું હશે? અરે કંઇજ નહીરે-ફક્ત એક સ્વપ્નો, જેમાં મેં મારા બ્હેસ્તમુકામ પામેલાં સગાંઓને



બહેસ્તમાં બેસી ગમત કરતાં જોયાં. મારા બહેસ્તી બપાવા બમનશાહ

મજેના ઠંડે પેટે બેસીને કુલીંગરનો ધાણુ કાહડતા હતા. બેહસ્તન કુઇ બેહા બેઠાં કેરી ધોરીને ખાતાં હતાં, જ્યારે મારાં બહેસ્તન બપાઇ આવાંબાઇ ભોંય ઉપર બેસી દોધી છોલતાં છોલતાં મને કહેવા લાગ્યાં, "કેમ ગરંધ્યા મંચા, તારી પેલી દુન્યામાં શું ખબર છે? તારાં ગરીબ ગાય જેવાં બપઇને છેકજ ભુલી ગયો કે? ખરૂં કહું દીકરા, તુંને મળવા સારૂં મારો જીવ એટલો ભરઇ રહ્યોછ, અને તારા બપાવા બહમનશાહજી મારૂં માથું ખાયછ કે આજે વરસો થયા મંચાને મલ્યો નથી, તેથી જરા એને સમજાવ કે જરા ઉપર આવી આપુને મલી જાય, તેથી મંચા દીકરા, તારા આફીસના સીનોરને સમજાવી પટાવી આંઠ પંદર દીવસની રજા લઇ હમુને મલી જા કે જરા જીવ થંડો પડે, સમજ્યો કે મરૂં?"

હું એકમદ ચમકીને ઉઠ્યો, અને આજુબાજુ જોઉંછ તો મારા પોતીકા ઘરમાં બીછાણાપર ઓઢીપોઢીને લેટેલો હતો. કુદકો મારી બીછાણામાંથી ઉઠ્યો અને વીચારવા લાગ્યો કે મારા બહેસ્તી બપાવા તથા બપઇ આજે વરસો થયાં ગુજરી ગયાંછ, અને પાછાં જીવતાં કયાંથી થયાં! તે લોકની શોધમાં ને શોધમાં અગાસી ઉપર આવી લાગ્યો, અને બારીની બાહેર ડોકું કાઢી મારાં બહેસ્તી બપઇ બપાવાને ખુબ શોધ્યાં, પણ કેકે પત્તો લાગ્યો નહી. શોધમાં ને શોધમાં આખું ઘર ઉઠલપાડલ કરી નાખ્યું. કાંય નહીં એ લોકો ભુત થઇ આવી ઘરમાં કેથે છુપાઇ બેઠાં હોય, એમ ધારી મેં વાંકો વળી ઘોડ્યા નીચેબી જોયું. કબાટો ખોલી જોઇ, ખુરશી તથા કોચો નીચે ડોકાવી જોયું, પાણીના અચારની બરણીઓવાલી અભરાઇબી તપાસી, અને સેવટે ઘરના છાપડાં ઉપર ચઢી, આજુબાજુ ગલીઓમાં તથા ઘરનાં છાપડાંઓપર નજર ફેંકી, પણ કેકે પત્તો લાગ્યો નહી. આયંદે મારી ચોકકસ ખત્રી થઇ કે આ બધું એક, કવખતના સ્વપના સીવાય બીજું કંઇ પણ નહીં હતું. ભુત શાનો ને વાત શાની?

એકદમ ગાફેલ બની હું બારી તરફ ધસ્યો, ને ઉપર આકાશ તરફ જોઇ ડોળા ચઢાવી ડચકાં ખાતાં બોલ્યો, "ઓ મારા બહેસ્તન બપઇ, તમો રાત્રે સ્વપનામાં આવી, તમો તથા મારા ગરોથમાન બેહસ્ત

મુકામ પામેલા બહમનશા બપાવા તરફથી તમો લોકને બહેસ્તમાં આવી મળી જવા માટે ચાહીને જે ઇજન કીધું છે, તે હું થેંકસ સાથ કબુલ રાખી તમો બેઉ જણનો અંતકરણપુર્વક અભાર માનું છું, અને ખાત્રી આપું છું કે બનતી સગવડે તમારા ઇજનને માન આપી તમો લોકને જાને મળી જવશ, માટે હાલ તુરત તમારે નચીંત રહેવું, અને એમ સ્વપનામાં આવી મને હેરાન નહી કરવો, નહી તો હું ડરાઇ જાસ, ને વીકટોરીઆ ગારડનસમાથી થોડાક પાળેલા વાઘ સીંહ થોડા દહાડા મારા ઘેરમાં રાખશ કે કોઇ મને બીહવડાવે નહી!"

સેવકે તો બસ મક્કમ ઠરાવ કીધો કે બહેસ્તની મુસાફરી કંઇબી સંજોગ હેઠળ કરવી ને ફર કરવી, અને ઓલા મહાન લેખકો કહે તેમ "બા જીવ્યા કરતાં જોયલું ભલુ" તે કહેનત ધ્યાનમાં લઇ મારી ધારેલી બીકટ મુસાફરી પાર પાડવાનો મેં ચોકકસ ઠરાવ કીધો, કારણ કે, મને ખાત્રીથી કહેવામાં આવ્યું છે કે આ દુન્યા કરતાં પેલી દુન્યામાં મોજશોખ વીશેષ છે, અને ત્યાં સીનેમા નાટકોબી દમ બાંધીને જોવાના મજેહ.

પણ હા—ખરા, હું કહેતાં ભુલી ગયો! પેલા કાના જોતીષ દુલભચંદ પોકલચંદે મારો ટપકો જોતાં મને કહેલું કે, "મંચેરશા શેઠ, તમારા નસીબમાં એક ઘણી લાબી, પણ બીકટ મુસાફરી છે, જે મુસાફરીમાં તમોને ઘણી જેહમત ઉઠાવવી પડશે, પણ છેવટે એ સફર સફળ નીવડવાથી તમો આખી દુન્યામાં કોઇએ આજ સુધી નામના નહીં મેળવી હોય તેવી મેળવશો, અને તમરૂં નામ હંમેશ માટે સારી દુન્યાના ઇતીહાસમાં સોનેરી હરફે જળવાઇ રહેશે. મીકી માઉસનાં જેટલાજ તમોમી પ્રખ્યાત થશો અને નામચીની પામશો!"

## મુસાફરી માટે તૈયારી.

અકરવકર થવાથી અને ઉંઘ નહી આવવાથી સહવારના વહેલા ઉઠી નાહી ધોઇને અગીઆરી સુખડ ચઢાવી પાછો ઘરે આવ્યો, અને અસ્તો કપડાં કાઢું છુ તેટલાં મારા જાની દોસ્તો પાહલી પેંગો,

ટૂંકમાં વાત એમ છે કે

# વાડીયા

પિકચરો એટલે

## નવીનતાથી

ભરપુર પીકચરો.

## જયભારત

## હરીકેન હંસા

## લંકાની લાડી

## યંગ ઇંડીયા

## તોફાની ટારઝન

આ નામો યાદ
રાખતા રહો.

# રેમિંગ્ટન




માં આવે ત્યારે જોવા ઉપડજો.

ધ્રતજી ધોલો, માકુ મીકેનીક, અદી ઓજગર કરીને અને 'પપેતી' હોવાથી બેસ્તું સાલ ઇચ્છવા અને જોની વોકરના સુધારો લેવા ન્યુ ચર્નીરોડ ઉપરના મારા ઘરે આવ્યા, અને જરા મીઠું મોઢું કરી, બધા લઇ ગપ્પાસપ્પા મારવા બેઠા. વાત કરતાં માકુ મીકેનીકે મને સવાલ કીધો, "હું એમ પુછું મંચા, કે આજે પતેતી જેવા સારા સપરમે દીવસે વસણાયલી દાલ જેવું મોઢું કરી શાનો બેઠો! કંઇ રસ્તામાં બીલાડી તો આડી નથી ફરી ગઇને, નહી તો કોઇ સગું વ્હાલું તો વીલમાં નામ પાડવા વગર ધ્રપીખપી નથી ગયુંની, અથવા તો રસ્તામાં કોઇ બુચીમાય જોઇને જીગર તો નથી ગુમાવી બેઠોને? તું તો હંમેશનો બબ્બે દોરવાંવાળા કેકો ઉછારતારો ને હસમુખા સ્વભાવનો, તે કોણ જાણે આજે એડયાનો જુલાબ લીધો હોય તેવું ધુખરાયલું મોંહ કરી શાનો બેસી રહયોછ? મદઇને કાંઇ ચુંકો થઇ આવ્યો હોય એમ શું કરેછ જો? મારા સમ મંચા, તારીપર એવી તે શું આફત આવી પડીછ તે તો જરા હમોને કહી સંભળાવ કે હમો તુને તારી ગીરફતારીમાં થોડી ઘણી ઉધાર મદદ કરયે! હાયરે! હાય! મંચા, તુંને એમ ગુપચુપ બેસી રહેલો જોઇ અમારા આતરડાં હોજરાં જાણે કપાઇ જાય છે! માટે ખુદાને હાજર નાજર જાણીને તારા ભેજા ઉપર જે મોટો બે આઉસનો ભાર છે, તે ધાસ્તી છોડી હીંમત પકડી જાહેર કર, નહી તો કે તે દહાડે ન્યુસપેપરમાં આવ્યું'તું કે એક જણની ભેજાંની નેસ એકાએક તુટી ગઇ, તેમ તારીબી થશે તો હમો સદાના રવડી મરશું."

માકુ મીકેનીક તથા મારા મીત્રો રડીનતરી મને આજીજી કરવા લાગ્યા જેથી મારૂં લોખંડી જીગર પીગળીને આઇસક્રીમ થઇ ગયું. છુટકારાનો દમ ખેંચી મેં ખોખરે સાદે ધીમે અવાજે તે લોકને કહયું, "મારા પરમ પ્રીય મીત્રો, ગઇ રાત્રે સુતાંસુતા મેં કંઇ અજબ જાતનો સ્વપ્નો જોયો, જેમાં મારાં અતી વ્હાલાં બપઇએ મારા કાનમાં ફુક મારી એવણને બહેસ્તમાં જઇ મળી આવવાને માનપુર્વક અરજી કીધી, તે અરજીને આધારે મેં એવણને કોઇપણ સંજોગ હેઠળ વગર રીટર્ન ટીકીટે મળી આવવાનો મક્કમ ઠરાવ કીધોછ, અને

આરણા થોકવા માંડયાં, અને છેવટે કંટાળીને મેં દરવાજાની બહાર 'નોટ એટ હોમ' નું પાટ્યું પણ મુક્યું, પણ તેની કંઇબી અસર થઇ નહી. બધા સાથે આખો વખત વાતચીત કરતાં ગળું બેઠું, અને ડાકટરે મને એક બે દીવસ રેસ્ટ લેવા સખત ભલામણ કીધી, અને તે આધારે મેં ઘરના દરવાજાપર 'ત્રેસપાસર્સ વીલ બી પ્રોસીક્યુટેડ'નું પાટયું મુકવા મુક્યું પણ તેનીબી કંઇ ઘણી અસર થઇ નહી, અને છાપાવાળાઓએ પણ હમારી મુસાફરી માટે લેખો લખવાનું ચાલુજ રાખ્યું, તેમ તેમ હમો લોકો વધારે ને વધારે જાહેરમાં આવ્યા.



રાતના ૧૧ વાગતે બીરની બાટલી અને ચણા સાથે પાછી મારા સુવાના ઓરડામાં એક ધોળકીપર હમારી કોનફરંસ ભેગી મળી અને કીયે દીવસે ઉપડવું અને સાથે શું શું સરસામન લેવો તે બાબે ગરમાગરમ તકરાર થઇ. સખત હોંજોતોજી પછી હમો લોકો એવા ઠરાવપર આવ્યા કે એક એરોપ્લેન ઉર્ફે હેવનપ્લેનમાં હમો પાંચ જણે બેઠક લેવી, અને બીજા હેવનપ્લેનમાં હમારો એક નોકર તથા ગણત્રીનો થોડો સામન લેવો, અને ઉપડવાના દીવસ માટે એવા અનુમાનપર આવ્યા કે મુર્તવાર જોવા સારૂ હમો

સઘળાએ હમારા તપકાઓ પેલા હીંદુસ્તાનના જગમશહુર જાણીતા ને લોકોમાં માનીતા જોતીષ માહરાજ ફુલસચંદ પોકલચંદ ઉપર મોકલાવી આપવા અને તે માહરાજ ચોઘડીયું જોઇ જે દીવસ વાર તથા ટાઇમ નક્કી કરે તેજ વખતે ઉપડવું. મેં મારી સાથે ગણત્રીના સામન તરીકે મારા બહેસ્તી બપાવાને માટે શેમપેનની એક પેટી તથા હેમ સેન્ડવીચીઝ અને બપઠને સારૂ સાંધના, ચપટાં, વરઘવરાં, તથા મારે સુવા સારૂ બીસ્તરો તથા એક જોડી કપડાં, અને સુખે દુઃખે વપરાસ માટે થોડી દવઇદારૂ પણ સાથે લેવાનો બંદોબસ્ત કીધો. મારા એક મીત્રે પોતાના બહેસ્તન કુઠને અચારનો ઘણોજ શોખ હોવાથી એક મોટી બરણી ભરી પાણીનાં અચાર લીધાં, તેમજ મારા બીજા દોસ્તોએ થોડી ઘણી જોઇતી ચીજો લીધી. અલબતાં વીસકીની બાટલીઓબી લેવાનું નક્કી કીધું અને સાથે સાથે જો કમનસીબે હમો હમારી મુસાફરી ઉપરથી પાછા નહીં ફરયે અને હમારાં રૂવાનો અધેં રસ્તે નહીં રખડે એમ ધારી જીવતાં જીવત હમારી જીંદરવાની પણ કરાવવાનો ઠરાવ કીધો, અને છેવટે હમારૂં વીલ કરી હમારી સઘળી દોલત તથા પુંજી કીયાકામ કરાવવાનો સઘળો ખરચ બાદ કરી આખીને માખી કોઇ પણ લાયક ખાતાં તથા ફંડને મદદ કરવા સારૂં પારસી પંચાયતને સોંપવાનો ઠરાવ મીટીંગમાં પાસ કરી કોનફરંસ ભવીષ્ય માટે બરખાસ્ત કીધી.

મુસાફરી માટે પરચુટણ તૈયારીઓ કરવા માટે હમો રોકાયા. હવે બીજો સવાલ એ ઉભો થયો કે મીનોઇ જેહાનમાં જવા સારૂ કયો રસ્તો સરળ અને ટુંકો હતો તેની પુછપરછ મેં કરવા માંડી, અને તે સારૂ માણેકજી માખમારૂ, કે જેવણ મુવેલા સાથે વાતચીત કરવામાં ઘણા એક્ષપર્ટ કહેવાતા હતા તેવણને જાતે મલવા ગયો, અને લગભગ કલાક એક તેવણ સાથે એ બાબદસર માથાંદુઃખણ કીધી, અને તેવણે એક નકસો પાડી મને ટુંકામાં ટુંકો રસ્તો બતલાવ્યો, અને પોતા તરફથી દરેક મદદ આપવાની ખાહેશ દેખાડી, જે માટે હું તેઓ સાહેબનો દીલોજાન આભાર માની સાંથી વીદાય થયો.

ઘરે જઇને જોઉંછ તો પેલા મહાન જોષી માહરાજ દુલભચંદ, પોકલચંદે હમારા ટપકાઓ પાછા મોકલાવી આપ્યા અને જણાવ્યું કે ચાલુ સાલના અકટોબર મહીનાની ૫ મી તારીખે એટલે પારસી તીથી પ્રમાણે રોજ હોરમઝદ, માહ અરદીબહેસ્તના રોજે સાંજના બરાબર ૪ કલાક ૫ મીનીટ ને ૨ સેકંડે મુર્ત હોવાથી તે નેમેલા ટાઇમે બરોબર ઉપડવું, અને જો તેમ નહીં કરશું તો હમારા રવાનો અર્ધે રસ્તે રખડવાના ઘણા સંભવો રહેશે.

તુરત મેં મારા દોસ્તોને બોલાવી મંગાવ્યા અને આ શુભ ખબરથી તે લોકને વાકેફ કીધા, અને બીજે દીવસે છાપાઓમાં મોટા મથાલાં હેઠળ હમારો ઉપડવાનો ટાઇમ તથા પ્રોગ્રામ પણ છપાઇ ચુકો, અને મુંબઇના જાણીતા 'એસપ્લેનેડ મેદાન' યાને 'આઝાદ મેદાન' માંથી ઉપડવાનું છેવટનું નક્કી કીધું. અમેરીકાથી મંગાવેલા હેવનપ્લેનોબી આવી પુગ્યાં, અને માકુ મીકેનીકે તેને ઓઇલ કરી બરોબર ઓરડરમાં મુકયાં અને તે પર 'મેડ ઇન ઇંડીયા' ના છાપો મારી મુસાફરી માટે તૈયાર કરી રાખ્યાં, જે જોવા સારું હજારો લોકોની આવનજાવન ચાલુ રહી, અને જબરો ધસારો થવાથી આખરે હમો લોકોએ તે જોવા માટે ચચાર આનાની ટીકેટો કીધી, જેના આધારે હમોને એક સારી જેવી રકમ મળી, જે હમોએ એક ચોક્કસ હોસ્પીટલમાં મનીઓરડર તથા કમીશનનાં પૈસા તેમાંથી બાદ કરીને મદદ કરવા સારું આપી દીધી.

પ્રીય વાંચનાર, મારે તારી આગળ પહેલેથી ખુલાસો કરવો જોઇએ કે આ મારી મીનોઇ જેહાનની ટુંક મુસાફરી પેલી દુન્યામા ધર્મ માટે અથવા તો કાંઇ પણ શોધખોળ કરવા સારૂં નહી હતી, પણ ફક્ત મારી બપઇની ફરમાસથી તેવણને બે ત્રણ દીવસ ઉપલી દુન્યામાં મલી ભેટી પાછા ફરવાની હતી, જેથી લખાણમાં કાંઇ પણ ખામીઓ તથા ભુલભાલ હોય તો મારી ખાત્રી છે કે મને દરગુજર કરવામાં આવશે.

આ મીનોઇ જેહાનની ટુંક મુસાફરી જીવતાજીવત કરનાર આખી દુન્યામાં સૌથી પહેલો પારસી અને હીંદીવાન હું હતો અને આ મારા અતી બીકટ, માનપુર્વક, હીંમતભર્યાં સાહસ માટે મુબારક-

બાદીના તારો તથા 'નોટપેડ' કાગળો અફઘાનીસ્તાન, બલુચીસ્તાન, કાબુલીસ્તાન, મગુસ્તાન તથા હીંદુસ્તાન દરેક દરેક ખંડો, દેશો, ભાગો, દેશી રાજ્યો તથા નામાંકીત નરનારીઓ તરફથી આવવા માંડયા, અને દરેકને હાથે લખી ઉપકાર માનવાથી રખેને મારા હાથને ધ્રુજરી થાય, અથવા તો લકવો થાય એવી બીક લાગવાથી મેં રોજીંદા પેપરોમાં ચેરીટી કનસેશન દરે તે લોકનો અંતઃકરણપુર્વક આભાર માન્યો, અને પેલા મહાન શોધક માણેકજી માખમાર, કે જેઓ મુવેલાં સાથે ચાલુ સંદેશાઓ ચલાવતા હતા તેવણને લખી જણાવી અરજ કીધી કે, મહેરબાની કરી મારા ગરોથમાન બહેસ્તમુકામ પામેલા બપઇની સાથે વાયરલેસ ટેલીફોનથી વાત કરી જણાવવું કે તેવણનો ગ્રાન્ડ સન, નેકનામ મંચેરશા મદારી તેવણનાં હુકમને આધીન થઇ થોડા મીત્રો સાથે એરોપ્લેનમાં બેસી તેઓની ટુંક મુલાકાત લેનાર છે, અને ઓફીસમાંથી જેમ તેમ રડી તતરી કાળવાલા કરી લગભગ ૮ દીવસની રજા લીધીછ, માટે ફકત તમો તરફ બે ત્રણ દીવસ થોભશે જેની નોંધ લેશોજી.

## મુસાફરીની શરૂઆત.

યા પરવર તારી મદદ! આજે હમારો મુસાફરીએ ઉપડવાનો શુભ દીવસ હોવાથી સહવારના ૫ વાગાથી ખુમચા ભરી સાકર, સેવ, મચ્છી, મીઠાઇ તથા જાતજાતની ભેટ સોગાદ આવવા માંડી અને તે એટલા સુધી કે મારૂં આખું ઘર છેક જમીનથી સીલીંગ સુધી છલોછલ ભરાઇ ગયું અને હજારો નરનારીઓ જાતે આવી હમોને હમારી મુસાફરીમાં ફતેહ ઇચ્છી વાસી ફુલોના હારતોરાનો વરસાદ વરસાવ્યો અને તે લોકનો ઉપકાર માની ત્યાંથી વીદાય કીધા.

નાસ્તો ખાઇ હમારો સરસામાન નોકરો પાસે 'આઝાદ મેદાન' માં મોકલાવી આપ્યો અને હમો લોકો ખાઇ પી ખુદાનું નામ લઇ એક મોટી 'રોલ્સ રોન્સ' મોટર ગાડીમાં ગોઠવાયા અને ધીરે ધીરે 'આઝાદ મેદાન' તરફનો રસ્તો લીધો. આખે રસ્તે લોકોએ હરખના

ચોકરોથી હમુને વધાવી લીધા. કોઇએ હમારા દીલ પર ઇમીટેશન હીરા મોતીનો વરસાદ વરસાવ્યો તો કોઇએ કોયલાં ઇડાં ને ફાટેલાં તુટેલાં ખાસડાંનો મારો ચલાવ્યો, તો કોઇએ ખખરતું ગરમાગરમ પાણી કરસ્યે કરસ્યે હમારા દીલપર ફેંકયું (એ અમારી લોકપ્રીયતા નથી બતાવતી?)

મેદાનની આજુબાજુ તથા ખુદ મેદાનની અંદર લાખો માણુસોનું ટોળું એકઠું થયું હતું, જેની વચ્ચે હમારા બે હેવનપ્લેનો હમારી રાહ જોતાં ઉભેલાં હતાં. જેવા હમો ગાડીમાંથી ઉતરયા કે લોકોએ 'હુરરરરરે' અને 'ઇતસે લોંગ વે ટુ હેવન' નાં ગાયનો, ઓઠા સરોદો વચ્ચે વગાડવા માંડયા. મુંબઇના નામાંકીત બાનુઓ તથા ગ્રહસ્થો સાથે હમારી ઓલખાણ કરાવવામાં આવી, કોઇએ શાબાસી આપતાં હમારા બરડા ઠોકયા, તો કોઇએ હરખમાં આવી હમોને તરાતર તમાચા માર્યા, તો કોઇએ અહીં'થી હાથ ખેંચ્યા, તો કોઇએ તહીથી ધમ્ભા માર્યા, અને આવા હરખભર્યા આવકાર વચ્ચે જેમ તેમ ધક્કા મુકી મારતા હમારા એરોપ્લેન નજદીક આવી લાગયા. કેટલીક બાઇઓ તો હરખમાં આવી ધસાધસ રડી પડી, જે જોઇ હમારી આંખોમાં પાણી પણ ભરાઇ ગયાં, પણ જેમ તેમ મન મનાવી રૂમાલે આંખો લુંછી નાખી.

ઘડીઆલ કાઢી જોયું તો ૪ ને ૫૫ મીનીટ થયલી, અને પેલા મહાન જોતીષ દુલભચંદ પોકલચંદે સુચવેલા ટાઇમને માત્ર ૪ મીનીટ ને ૨ સેંકડ બાકી હોવાથી, હું અને મારા ચાર મીત્રો માકુ માકેનીક, ધનજુ ધોબો, અદી ઓજગરૂ અને પાહલી પેંગો એક એરોપ્લેનમાં ગોઠવાઇ બેઠા અને બીજા હેવનપ્લેનમાં, મારો માનીતો નોકર હીર્જો, હમારા ગણુત્રીના સરસામન સાથે ગોઠવાઇ બેઠો.

એનજીનો ચાલુ કીધાં, અને જેવાં એરોપ્લેનો જરા હીલવા માંડયાં કે લોકોએ "ઓ રવા"ના પુકારો કીધા તથા વાજંવાળાઓએ 'લોંગ લીવ ધી હેવન ફલાયર્સ'ના સરોદો વગાડવા માંડયાં, અને 'હુરરરરરે'ના પોકારો વચ્ચે હમારા હવાઇ બારકસોએ ઉપડવા માંડયું. એસકોર્ટ તરીકે મુંબઇની ફલાઇંગ કલબ તરફનું એક એરોપ્લેન પહેલું ઉડવા માંડયું,

અને તે પછી હમારા બે હવાઇ બારકસો એક પછી એક ઉડવા લાગ્યાં, અને હમોએ ખુશાલીમાં આવી જઇ પગમાંથી બુટો તથા હાથમાં જે પણ આવ્યું તે નીચે ઉભેલાં લોકો તરફ ફેંકયુ, અને જયાં સુધી તે લોકો દેખાયા ત્યાં સુધી રૂમાલો હવામાં ઉડારયા. થોડા વારમાં પેલું એરોપ્લેન જે હમોને એસ્કૉર્ટ કરતું હતું તે ધીરે રહીને નજર બહાર થઇ ગયું અને હમારા બે હેવનપ્લેનો ધીરે ધીરે ઉડવા લાગ્યાં.

જોતજોતામાં અમો ચિન્વદ પુલની નજદીક આવી પોંહચ્યા કે જયાં એક ફરેસ્તો હાથમાં લાલ વાવટો પકડી અમારા વીમાન નજદીક આવી ઉભો અને અમોને આગળ વધતાં અટકાવ્યા અને પછી અમારા નામઠામ લખી પોતાની ખાત્રી કરી એક રૂપીયો ટોલ લઇ, અમોને બહેસ્તમાં દાખલ થવા સારૂ પાસપોર્ટ આપી, જે લઇ અમો આગળ વધ્યા.

લગભગ ૫ હજાર ફીટની ઉંચાઇએ ગયા કે એકાએક અદી ઓજગરૂને દીલમાં કકડીને ઠંડી ભરાઇ આવ્યાથી ધરોધર ઓકવા લાગ્યો, અને એક સુદડાં મીસાલ પટકાઇ પડયો, અને જેમતેમ ફ્રાન્સથી ખાસ મંગાવેલો ઉંચો બ્રાન્ડી પાઇ એને હુશીયાર કીધો. જેમ જેમ ઉપર ગયા તેમ તેમ પવનના સુસવાટા જોરમાં ફુંકવા માંડયા, અને ધોધમાર વરસાદ પડવા લાગ્યો, અને એરોપ્લેન ઉપર જોરમાં વીજલીના ચમકારા પડવા લાગ્યા, જે જોતાં હમોને ધાસ્તી લાગી કે રખેને હમારૂં એરોપ્લેન સપાટામાં આવી ટુકડે ટુકડા થઇ જાય. પાહલી પેંગો કંઇ બોલવા ગયો, પણ પવનના સપાટાથી એનું જડબું એકાએક વાકું થઇ ગયું, પણ સમયસુચકતા વાપરી હમોએ જોરમાં મુકકીઓ મારી પાછું તેની અસલ જગ્યા ઉપર લાવી દીધું.

અચમુચ મશીનની અંદર કંઇ ફૂટ દઇને અવાજ થયો અને હમારૂં હવાઇ બારકસ ગોલાંટ ઉપર ગોલાંટ ખાતું નીચે ઉતરવા લાગ્યું, પણ મેં ભેજું વાપરી જોરમાં બ્રેક મારી દીધી કે તુરત પાછું જેમનું તેમ થઇ ઉભું. સારૂ થયું કે મેં એરોપ્લેનમાં ઉડવા માટે ટયુશન લીધેલું, નહી તો અત્યારે શું નું શું થઇ જતે, અને બહેસ્તમાં જવાને બદલે કોઇ મસાનકાંઠે જઇને પડતે.

પવન એટલો જોરમાં ફુંકતો હતો કે કંઇ બોલ્યું સંભળાય પણ નહીં, અને મોઢું અને જડબું બંધ થઇ જાય, માટે બસ બાજમાં ને બાજમાં ઇસારતથી વાતો કરી. પછી પલાંઠો મારી જોભરવા બેઠા. બીજું હેવન પ્લેન કે જેમાં હમારો નોકર હીજો બેઠેલો હતો, તેને રસી સાથે બાંધી



થોડું ખાવાનું આપ્યું, અને ખાઇ પીને ધનજી બોલો હારમોન્યમપર પોતાનો કાબુ દેખાડવા લાગ્યો, કે એકાએક પવનના સપાટાથી એરોપ્લેને એક બે ગોલાંટ ખાધી અને તેને લીધે ધનજી હારમોન્યમ સાથે આખો વીમાનમાંથી ઉથલોઇ પડયો, પણ સારે નસીબે સાફ મીકેનીક, જે ધનજીની નજદીકમાં બેઠેલો હતો તેણે હીંમત દેખાડી ધનજીનો હવામાં લટકતો એક તાંટયો પકડી લીધો, અને હમો સઘળાએ તેને ખેંચીતાણી પાછો વીમાનમાં બેસાડયો, અને જરા અબ્બો પાઠ તેને શુધ્ધીમા લાવ્યા.

રાતના ૧૧ વાગેલા હોવાથી હમો ચોંટલો લેવા ગયા, પણ સુવાય ક્યાંથી! એક તો વીમાનમાં બેસવાની પાધરી જગા નહી, અને તે જરા જરા વારે ઝોકા ખાય, તેથી બેસીનેજ કોપરાં જોખવાં માંડયાં. અકરવકરે સહ- વાર પડી, અને જરા આજુબાજુ નજર ફેરીને જોયું તો હમારૂં વીમાન વાદળાઓની અંદર ઘેરાઇ ગયું હતું, અને ધુમસ તો એટલો બધો

હતો કે માહસુસીખતે હમો એકમેકના કોઠાં જોઇ શકતા હતા, તેટલું હમારે માટે ગણીમત હતું.

જેમ તેમ કરતાં સાંજ પડી, અને હમારા પેટમાં મોટી ફાળ પડી કારણ કે પાછું વંટોળીઆની માફક તોફાન થવા માંડ્યું, અને વાદળ ગગરતાંની સાથ મોટા અવાજો થવા માંડ્યા. જરા માઇલેજ મીટર તરફ નજર કીધી, તો હમો લગભગ લાખ એક માઇલ ખલાસ કરવા ઉપર આવી ચુકેલા, અને હવે માત્ર થોડાજ માઇલ કાપવાના હતા, અને સહવારના ૮ વાગે હમારી બહેસ્તમાં પધરામણી થનાર હોવાથી સબુરી પકડી મારા મીત્રોને ધીરજ આપી. જો કે હવે લગભગ સહવારના ૬ વાગેલા હોવા છતાં મારા પેટમાં જબરદસ્ત ફાળ પડી કે રખેને વળી હમારૂં વીમાન ગોલાંટ ખાઇ હમુને સદાનાં પોહતાં કરી નાંખે. પણ સારૂં થયું કે એક સોડાવાલાએ જરથોસ્તી ઈગર ચલાવી હમોને વપડાસ માટે એક બાકસ સોડા લેમન તથા જીંજર ખોદાબખશમાં આપેલો, તે ચપ દેતો કે બાટલી ખોલી તે ભલાં માણસોની સલામતી લઇ આંખ બંધ કરી જીંજર પી ગયો, કે તપ દેતી કે પેટમાં થંડક ફેલાઇ ગઇ ને સાથે માથું પણ હલકું પડ્યું.

## હમારી બહેસ્તમાં પધરામણી.

બરોબર ૮ ને ટકોરે હમો બહેસ્તમાં આવી પોહચ્યાં, અને સાંતા 'ગેટ વે ઓફ હેવન' યાને 'બહેસ્તનાં દરવાજા' આગળ આવી ઉતરયા કે તુરત એક મોટો ધડાકો થયો, અને એક મોટા દડામાંથી પાંચ છ પરીઓ ઉડતી ઉડતી 'સગી સુરજ ભલે ઉગેઆરે'નું ગીત ગાતી નાંચ નખરા કરતાં હમો આગળ આવી અમોને ફુલોથી વધાવી લીધા અને દરવાજા નજદીક રાજા ભોજ ઉર્ફે સલી ગોશ તથા તેના દરબારીઓએ હમોને હરખભર્યો આવકાર આપ્યો, અને ફરેશ્તાઓ, અશો ફરોહરો, પરીપરીયાંઓ સાથે હમારી ઓળખાણ કરાવવામાં આવી.

જેવા હમો પરીપરીયાંઓ, ફરેસ્તાઓની બનેલી 'ગાર્ડ ઓફ ઓનરની' ટુકડીની તપાસ લેતા હતા, તેવામાં એકાએક એક ઉમરે

પુગેલાં બાઇ લોકોના ટોળાંમાંથી ધસી આવી મને વળગી પડ્યા, અને કોટી કરતાં બોલ્યાં, "મરે બધી તારા ઉપરથી મરી જાઉં, મંચા! અંતે તું મને મલવા આયો ખરો! કેવો મારો કહયાસરનો દીકરો છે જો!" એમ કહી ડોસાંએ તો મને બચાબચ્ચ ફીસીઓ કરવા માંડી. હું તો ગભરાઇ ગયો ને વીચારમાં પડયો કે એકાએક કોઇ પરગજુ ડોસા આવી મને એમ બગલગીરી શાના કરવા મંડી ગયા! ડોસાંને ચીપીચીપીને તપાસતાં મારી ખાત્રી થઇ કે તેવણુ કોઇજ નહી પણ મારા બહેસ્ત સુકામ પામેલાં બપાઇ બાઇ આવાંબાઇ હતાં. પણ શું એવણના રંગરૂપમાં ફેરફાર થયલો! હવા માફક લાગેલી હોવાથી મજેના ગોળગોળ ને બફેણાંની બરણી જેવાં થયલાં, અને હરખમાં આવી મેં તેવણને બગલગીરી કરવાની ચાલુજ રાખી, પણ અંતે ભોજ રાજાની ધીરજ ખુંટી જવાથી રાજા ભોજની દરબારનો પ્રધાનજી પાછળથી આવી મને ધસડી ગયો.

બહેસ્તનાં દરવાજાની વચ્ચોવચ એક મોટો પ્લેટફોર્મ ઉભો કરવામાં આવ્યો હતો, જ્યાં હમોને ભોંય ઉપર બેસાડવામાં આવ્યા, અને હમોને એક અજબ જાતનો આવકાર મળ્યો. ચાર પરીઓ આવી હમારી સામે ઉભી, અને કપાળપર ચુમીઓ લઇ સોલ ધબ્ભા અને પંદર તમાચાઓ મારી ત્યાંથી ચાલતી થઇ, અને અસ્તો જરા



છુટકારાનો દમ ખેંચ્યે તેટલાં એક ફરેસ્તાએ આવી જાણે સગનનું નળીએર ફોડતો હોય તેમ હમારા માથાં પકડી એકમેક સાથે પુર જોરથી અફાડયાં, અને અસ્તો આંખ ખોલીને જોઇએ તો તે સાંથી ગેપ થઇ ગયો. હમો તો ડોળા ફાડીને આજુબાજુ જોવા લાગયા તેટલાં દસ પુછડીવાલા રાક્ષસી હનુમાનજીઓ હાથમાં એક જબરદસ્ત મોટું ખખરતું ગરમાગરમ પાણીનું તપેલું લાવી જાણે ગરમ પાણીથી ઉંદરોને સેકતા હોય તેમ હમારા દીલપર હોમાવી દીધું, અને પાણી ઘણું ગરમ લાગવાથી ને દાઝી જવાથી હમો લોકોએ ચીગયારીઓ પાડી કુદાકુદ કરી મુકી.

મારા બપાઇ કે જેવણ મારી બરોબર પછવાડે બેઠા હતાં તેવણને મેં આરો અર્થ પુછયો તો તેવણે મને જણાવ્યું કે, "જેમ ફવાનોને સચકવા પેહલાં નહવારી તેઓના બદન પાક કરવામાં આવે છે, તેમ મીનોઇ જેહાનમાં પણ રીવાજ છે કે જેઓ કોઇ પણ માણસ મીનોઇ જેહાનમાં દાખલ થાય ત્યારે ઉપલા દશ હનુમાનજીઓ તેને ખખરતાં પાણીએ નહવરાવી તેનું બદન પાક કરી ઘટતી ક્રીયાઓ કરયા પછીજ તેને દાખલ કરે છે."

હજુ તો મારાં બપાઇને બીજો સવાલ પુછવા જાઉંછ, તેટલાં ખુદ રાજા ભોજ ઉઠેં સલી ગોશે આવી મારો કાન ચીમટયો. જયારે પ્રધાનજીએ આવી ઠંડે કલેજે જાણે કશાંમાં હોય નહી તેમ, નબળા હાથે, પાહળી પેંગાના પેટમાં કકરાવીને મુક્કી મારી. આ પવીત્ર ક્રીયાઓ ખતમ થવા બાદ, આવી એક બેહસ્તની જીવતાં જીવત, રેલરોડ મુસાફરી કરનાર હમો પહેલવહેલા હોવાથી, ખુદ રાજા, દરબારીઓ તથા રહીશો તરફથી ઉધાઇ ખાધેલી એક શોલ તથા માનપત્ર હમોને હરખભર્યો આવકાર આપતા, દરબારના માજી પ્રધાનજી, પંડુ ઘુએ આખી મીજલસ સમજે તેમ કલ્લા પાડતાં, મોઢામા ફોનોગ્રાફનું ભુંગળું લઇ, હમોને એક પતરાનું કાસકેટ ભેટ કરતાં નીચલું ઠુંકુ માનપત્ર વાંચી સંભળાવ્યું:—

**માનપત્ર.**

ભલે પધારો શુરવીર પારસી વીરલાઓ! અને મહેરબાન કદરદાન પરગજુ નાદાર શેઠીઆઓ—

(૧) ખાનબાહદુર મંચેરશા મદારી (શુગર બ્રેવ.)

(૨) શેઠ અરદેશર બોજગરૂ (C. G. કાતરયું ગેપ.)

(૩) શ્રીયુત પાલનજી પેંગા (G. G. M. C. ઘેલા,ગાંડા, બેડ, ચકરમ.)

(૪) વીર માકુજી મીકેનીક (V. G. વેગરત.)

(૫) મુરબ્બી ધનજીભાઇ ઘેલા (I. C. S. ઇન્ડીઅન કોટન સીલેકટર.)

જત-તમો શેઠયાઓને અત્રે આવકાર આપતાં હમારા જીગરોમાં કંઇ અજબ જાતની ખુશાલી ઉત્પન્ન થઇ છે. આ મીનોઇ જહાનની બીકટ મુસાફરી જીવતા જીવત કરનાર સૌથી પહેલામાં પહેલાં અને કદાપી છેલ્લામાં છેલ્લા શુરવીર, નાદાન બેઅકલી શખસ્યો તમો છો, જે માટે તમો ભાઇઓને હમો કચરાના ટોપલા ભરી મુબારકબાદી આપીયે છીએ, અને કહેવાને જરાબી અચકાતા નથી, કે એક પારસી બચ્ચો જો મનપર લે તો શું કરી બતલાવે, તે આ તમારો બીકટ સાહસ ખુલ્લે ખુલ્લું દુરબીનની મદદ વગર દેખાડી આપે છે, જે માટે માત્ર તમોને નહી પણ તમારી આખી પારસી કોમને મુબારકબાદી આપીયે છીએ, અને દુવા ગુજારીયેછ કે ખુદા તમો મહેરબાનોને ટુંકી જીંદગી બક્ષે, તથા વખત જતાં તમારી વસ્તીવારીમાં જબરો વધારો થાય, અને બચ્ચાં કચ્ચાંઓથી સુવાવડખાનાં ભરાઇ જાય, અને ભવીષ્યમાં એથી વધારે બીકટ મોદીખાનેથી મઝગામ સુધી મુસાફરીઓ કરવાને શકતીવાન થાવો. હમોને સારી રીતે રોશન છે કે આ બીકટ મુસાફરીથી તમો લોકો સાવ થાકી ગયા હોશો, અને તમારા પેટમાં કકરી પડી હશે; તેથી તમારો કીંમતી વખત નકામો બરબાદ ન કરતાં, હમો બે હાથ જોડી પગે લાગી પાક પરવરદેગાર પાસ એવી દુવા માંગીયે છીએ કે તે કીરતાર તમો બેવકુફ નાદાનોને પાકટ બુધ્ધી બક્ષે, અને તમારાં રૂહોને હાલ તુરત મીનોઇ જેહાનની અમર શાંતી બક્ષે! આમીન! આમીન! આમીન! સદરા ઇન્જર આમીન!

હવે આ માનપત્રનો કોણે જવાબ આપવો તે બાબું ધવરતો હું વીચારમાં પડયો. હું જો કે એસેમ્બલીનો મેમ્બર છેઉં, પણ મને

બોલવાના વાખા હતા, તેથી જેમ તેમ પાહળી પેંગાને આવા ભઇ કરી, સમજાવી પટાવી, જે ભેંજામાં આવે તે બોલવાને ઉઠાડયો, અને હીયર, હીયર, અને તાલીઓ અને હીસીસના જબરા અવાજો વચ્ચે, બોચી ધવરતાં ધરવરતાં, પાહળી પેંગાએ ટુંકમાં પણ ઘટતા શબ્દોમાં નીચે પ્રમાણે જવાબ વાલ્યો :—

માનવંત સુખલા નાહેઉ રાજા ભોજ, પરીપરીઆંઓ, દેવતાઓ ફરેસ્તાઓ, મીજલસના બાનુઓ અને ગ્રહસ્થો, સગાંવ્હાલાંઓ, તથા આડોસીપાડોસી—

જત—તમો મહેરબાનોએ હમારૂં ભલું યા બુરૂં ચાહીને જે હરખભર્યો આવકાર આપ્યો છે, તે માટે હમો તમારો અંતઃકરણપુર્વક આભાર માનીએ છીએ. ખચ્ચીત આવી દીલ પીગળાવનારી ભયંકર મુસાફરી કરવાને હમો ભાગ્યશાળી નીવડયા છીયે, છતાં મારે સાથે સાથે જણાવવું જોઇએ કે હમારી જગ્યાએ કોઇ પોચાં હૈયાવાળા હોતે કેની, તો કયારના હવાઇ બારકસોમાંથી કુદકો મારી દરીયામાં હોમાવી દીધું હતે. પણ મન ઉપર મક્કમ કાબુ રાખી દુઃખો અને મુસીબતો સહન કરીને હમોએ આ હમારો બીકટ પ્રવાસ પુરો કીધો છે, જે માટે હમો એક બીજાનો ઉપકાર માન્યે છીએ. (હીઅર, હીઅરનાં પોકારો તથા જોશભેર તાળીઓ, અને સાથે સાથે હમોએ પણ જોરમાં તાળીઓ ફોડવા માંડી.) આ તકનો લાભ લઇ, મને તમો મહેરબાનોને એટલું કહેવા દેવ કે તમારા ખેશીઓ તથા મીત્રોઓએ હમારી માર-ફતે તમો ઉપર તે લોક તરફથી ઘણી ઘણી સલામો કહેવડાવીછ, જેની તમો મહેરબાનો નોંધ લેશોજી. સાથે સાથે એટલું પણ કહેવાની ટક આપશો કે હમો ભાઇઓને હમારી આરીસમાંથી માત્ર આંઠ દીવસની રજા મળેલી હોવાથી માત્ર અહીં બે ત્રણ દીવસજ રહી શકશું, માટે તમો મહેરબાનોએ જરા પણ મનમાં ઓછું લાવવું નહી, દલગીર થવું નહીં, અથવા તો આંખપાણી કંઇ કરવા નહી, કારણ કે તમો લોકો સારી રીતે જાણો છો કે ભવીષ્યમાં એક દીવસે તો હમારે પાછું મીનોઇ જેહાનની મુસાફરી ભલે ગમે યા ન ગમે તો પણ ફરજયાત કરવાની છે, વાસ્તે હાલ ને કાજ તો મગજ ઉપર કાબુ રાખી, સબુરી પકડી રાખવી. તમારો કીંમતી વખત બરબાદ નહીં કરતાં મારા

મીત્રો તથા મારી તરફથી ફરી એકવાર તમારો આભાર માની મારી બેઠક લઉં છું. (હુરરેના પોકારો તથા જોશભેર તાલીઓ.)

જેવી પાહલીએ બેઠક લીધી કે તુરત બે રાક્ષસી કદના દેવતાઓ એક હાથમાં તસ અને બીજા હાથમાં ચંબુરા લઇ અરીથાના પાણીથી હમારા પગો ધોઇ તે પાણી હમારી અજાયબી વચ્ચે પી ગયા અને બે ખુબસુરત પરીઓએ નાહ્લાં બચ્ચાંઓની માફક હમોને કેડપર મારી ત્યાથી ચાલતું મુકયું.

આ બધી ક્રીયાઓ પુરીઓ થત્રા બાદ હમારી સવારી સરઘસના આકારમાં ભોજ રાજાના, 'હવાઇ મહેલ' તરફ જવા નીકળી. સૌથી પેહલાં એક મોટરમાં ડેપયુટી પોલીસ કમીશનર ખાનસાહેબ કમરૂદીન ધરધર કરતાં હવામાં ઉડયા. તેવણની બરાબર પાછળ, બે હનુમાંનો હાથમાં કાર્ડબોર્ડની બનાવેલી નાગી તલવારો લઇ બે પાંખવાળા પગ વગરના હવાઇ ઘોડાપર સવાર થયા. તેની સાથે સાથે સૌથી ખુબસુરતમાં ખુબસુરત પરીયાંઓની એક ટુકડી હારમોન્યમ તબલા તથા પેંપુરીઓ વગાડતી હવામાં ઉડતી હતી. બોડીગાર્ડની એક ટુકડી કે જે ફરેસ્તાઓ અને દેવતાઓની બનેલી હતી તે બાઇસીકલ ઉપર પાછળ પાછળ આવતી હતી, જેની પાછવાડે એક ચાર પાંખવાળા બેલ્રના સોનેરી રથમાં ભોજ રાજા અને તેના જમણા હાથ ઉપર સેવક અને સામેની બેઠક ઉપર પાહલી પેંગો અને પ્રધાનજી પસરીપરૂ કરીને એક પખાલ જેવી મોટી છત્રીનાં છાંયા હેઠળ બેઠા હતા. પછવાડેનાં રથમાં રાણી ઇંદ્રાવતીના જમણા હાથ ઉપર માકુ મીકનીક અને ડાબા હાથ પર ધનજુ ધોલો અને સામે અદી હોજગરૂ તથા રાણીની એક માનીતી દાસી અદીની ખાંધ ઉપર ડોકું નાંખી બેઠેલી હતી જેની પાછલ નામાંકીત નરો તથા એક પરી મારા નોકર હીજાને કેડ ઉપર મારી પાછલ પાછલ ઉડતી હતી.

રસ્તાની બે બાજુ લશકરની ટુકડીઓ તથા પોલીસના માણસો આંખે ઉડી વળગે તેવા લાલ કલરનાં કપડાંમાં સજ થઇ હાથમાં દંડુકાઓ લઇ અધ્ધર હવામાં ઉભા હતા, અને હમારી સવારીના

માનમાં આખે રસ્તે આરકાંઓ ઉભાં કરવામાં આવ્યા હતાં, જેના ઉપર જાત જાતનાં લેખો લખવામાં આવ્યા હતા. કેટલાક ઘરો, હેરકટીંગ સેલુનો, દવાખાનાઓ, કસાઇખાનાઓ, જુગારખાનાઓ, તથા ઇસ્પીટાલો ઉપર 'વેલકમ'નાં પાસાંઓ લટકાવવામાં આવ્યાં હતાં. આખે રસ્તે લોકોએ ઉંચાં નીચાં ડોકાંઓ કરી હુરરરેનાં પોકારો કરી હમોને હરખભર્યો આવકાર આપ્યો, જે ઉપરથી હમારી ખાત્રી થઇ કે ત્યાંના લોકો સમજુ અને શીખેલાં હતાં

ધીમે ધીમે હમારી સવારી 'હવાઇ મહેલ'માં આવી લાગી, અને ગાડીમાંથી ઉતરતાંની સાથ હમોને ૨૧) ચાબુકના ફટકાનું માન મલ્યું, અને તે પછી ગાર્ડ ઓફ ઓનરની એક ટુકડી કે જે રાજા ભોજના ઝનાનાની બનેલી હતી તેની તપાસ લીધી.

મહેલમાં દાખલ થતાંની સાથ, મકકમ ભુખ લાગેલી હોવાથી આપણે તો આ દેશી રીત પ્રમાણે કોટ કાઢી, બાંય ચઢાવી, ખાવાની ટેબલ પર ગુપચુપ ગોઠવાઇ બેઠા કે જેથી રાજાસાહેબને પણ ફરજયાત બેસવું પડયું, અને નીચી મુંડીએ એક બમપર નાસ્તો દપાટવા માંડવાની ફરજ પડી. રાજા સાહેબ તથા કુંટુબ, દેખું તો સુધરેલા અપ-ટુ-ડેટ આચારવીચારવાળા માલમ પડયા, કારણ કે નાસ્તાપર ચીકનસુપ, હેમ એન્ડ એગસ, ફીશ, કોલ્ડ મટન, બટર, બાસુદીપુરી, શીખંડ, તથા બીજી ઘણી વાણીઓ હતી.

ખાઇ રહયા પછી રાજા સાહેબે હમોને હમારી મુસાફરી દરમયાન પોતાના મહેલમાં, તેવણનાં મહેમાન તરીકે રહેવાને ઘણીજ બોહસાબોહસ કીધી, પણ મારી બપાઇએ તથા મારા દોસ્તોનાં બેશીઓએ તે લોક સાથે રહેવાનું દબાણ કરવાથી રાજા સાહેબને સમજાવી પટાવી તેઓનો ઉપકાર માની ત્યાંથી વીદાય થયા અને મારા મીત્રોને સમજાવી હું તે લોકને પણ મારા બપાઇને ત્યાંજ રહેવા લઇ ગયો.

નાહી ધોઇ ભણી ગણી પારસી અનજુમને હમારી પધરામણીના માનમાં ત્યાંના 'હવાઇબાગમાં' જમન કીધેલું ત્યાં ગયા, જેને ઘટતો ઇનૂસાફ આપી પાછા ઘરે ફરયા અને મારા બપાઇને પાના

રમવાનો ઘણો શોખ હોવાથી મારા બપાવા માકુ મીકેનીક તથા હું કરીને પીસની કોટ રમવા બેઠાં. રમતાંરમતાં બપાઇએ એક એક પછી એક એક ખબરો મને પુછવા માંડી, અને મને સવાલ કીધો, "જી ભઈ મંચા, એ મુંબઇની ચીબાવલી છોકરીઓ શું આજે નવી જાતની કોટકો લઇ બેઠીછ? જગ જરામાં પરજાત સાથે શાની પરણવા નીકળીછ! શું મુંઇ ચોટલાબરીઓને પારસીઓના છોકરાઓ નહીં મળતા કે બાહેર પરણવા નીકળીછ તે! હું એમ કહુ મંચા કે આપણી પારસી પંચાએતવાલાઓએ આ માટે કંઇ પગલાં ભરયાં કે મરૂં? હુ એમ પુછુ કે આપરાં સગાંવાંહલાંઓ તથા દોસ્ત દુશમનોની શું ખબર લાયોછ? પેલી મારી ભત્રીજી પીલઇને વારેવડીએ ફીફરૂં થતુ હતું તે હાલ કેમ છે? અમારી આ દુન્યામાં તો હાલને કાજ તરકારી, ફરૂટ, મરી મસાલો બહુજ કીફાયત મલે છે, પણ મુંબઇમાં બજાર હાથ કાંઇ સસ્તાં થયાંછ કે મરૂં? મરી જાઉ બાવા, તું પાછો મુંબઇ જાય ત્યારે પાણીનાં અચાર ભરવા સારૂ કેરી કોઇ અત્રે બેહસ્તમાં આવતું હોય તેની સાથે જરૂર મોકલી આપજે, કારણ કે તારા બપાવાને પાણીનાં અચાર ખાવાનો બહુજ શોખ છે."

સત્યવાદી રાજા ભોજે મહેલમાં હમારા માનમાં રાતનાં કેરોસીનનાં ફાણસોની લાઇટ સાથે એક લેવીનો મેળાવડો ગોઠવેલો હોવાથી તે માટે હમો તૈયારીઓ કરવા લાગયા. લાલ ઇજાર જામો પીછોડી અને માથે ચીનાઇ ખોખું પહેરી હમો ગીનતરાક થઇ એક હવામાં ઉડતો ગલીચો જે હમોને ખુદ રાજા ભોજ તરફથી ભેટ મલ્યો હતો તે ઉપર બેસી મહેલ તરફ જવા નીકલ્યા, અને જેવા હમો ત્યાં આવી પહુંચ્યા કે રાજા સાહેબ તથા રાણી સાહેબ ઇંદ્રાવતીએ હસી હસીને તથા વાંકાવળીને હમોને આવકાર આપ્યો. હમો હમારા ફુલ લેવી ડ્રેસમા હોવાથા બધા પરોણાંઓ મોટા ગલગોટા જેવા ડોળા કાઢી હમોને ધારી ધારીને જોવા લાગ્યા, તેમ તેમ પાહલી પેંગો અને અદી ઓજગરૂ છાતી કાઢીને ચાલવા લાગયા. આ પ્રસંગ સારૂ આખખો મહેલ તથા આજુબાજુની ફરતી જગ્યાને રંગબેરંગી ગાસલેટની લાઇટો તથા રંગ ઉડી ગયલા કપડાંનાં વાવટા તોરણોથી બહુ અચ્છી રીતે શણુગારવામાં આવી હતી, અને હમોને એક મોટા કુસાદે ૧૦×૧૨ ફીટના હોલમાં લઇ

જવામાં આવ્યા, કે જયાં લગભગ પાંચ એક હજાર (મીંઠા ખાઉ) પરોણાઓ સાથે હમારી ઓળખાણ કરાવવામાં આવી, અને તે પછી હમો લોકો બાહેર બગીચામાં ઉંચ્ચામાંનાં વાઇન્સ સાથનું લાઇટ રીફ્રેશમેંટ લેવા ગયા. લગભગ ૧૨ વાગે ઘાસલેટ બળીને પુરૂં થઇ જવાથી મેળાવડો વીસરજન થયો, અને સૌ પોતાને ઘરેબારે સીધારયા. ઘરે જતાં જતાં પાહલી પેંગાને તરસ લાગવાથી એક ઇરાનીની દુકાનમાં જઇ સીંગલ પારસી કપ ચાહ પીધી પણ કમબખ્ત ઇરાનીએ વાસી ચાહ આપેલી હોવાથી તેની સાથે પાહલી ઓય ચઢાવી મારામારી કરવા મંડી ગયો અને ત્યાં નજદીકમાં પાહરો ભરતા પોલીસ સીપાઇએ પાહલીના હાથમાં બેડી પહેરાવી તેની સાથે જવા હુકમ કીધો, પણ મેં વચમાં પડી તેના હાથમાં એક ચાટલો સેરવી એક આધા કપ ચાહ અને પાનપટી ખવરાવી વાત સુવડાવી દીધી. અસ્તો જરા આગળ વધ્યે તેટલાં એક બીજું હકતેખાન નડયું. મારો બહેસ્તી દુધ-વાલો ભૈયો એકાએક મારી સામે આવી ઉભો. દેખું તો કમબખ્તને હવા પાણી ઘણા માફક આવેલાં. મજેનો લાલ તોટી જેવો થયસો અને દુંમ તો વધીને એટલી મોટી થયલી કે બીચારો દુબેજ દહાડા કહાડતો હોય તેવું લાગ્યું. એકદમ મને ગરદનમાંથી પકડી ઉભો રાખુનો બોલ્યો, "કયુંજી, કાહેત કરતા હયજી ! મેરે કુ પીછાણતા હય કયાજી ?" મોત ચેતી અસમખારા બહેદીન કાઉસ કરતાં મેં કહયું કે, "નહી માહરાજ, આપ ઝનાબકુ નહી પીછાણતાજી !"

"જબ સુન લે, હરામખોર, આપુન તુમેરા દુધવાળા ભૈયા હય, અપના દો મહીનેકા દુધકા પૈસા અભી દે દેવ, નહિં તો તુમેરા સીર ફોર ડાલેગા; હત તુમેરી અદ્દસી તઇસી", એમ કહી પેલા ભમ્મા દેવે તો છેડાઇને મારા નાક ઉપર એક મુક્કી મારી નાક છુંદી નાખ્યું, અને તેને લીધે ધોધમાર લોહી વેહવા લાગ્યું, અને અસ્તો ચોર ! ચોર ! કરી બુમો પાડું, તેટલાં તો પેલો કમજાત ભમ્માદેવ સુરરર કરતો કે હવામાં ઉડી ત્યાંથી ગેપ થઇ ગયો. આપણે તો આ જમીન ઉપર ચત્તાપાટ પટકાઇ પડયા, અને ઘણાએ ઉપાય કરવા છતાં ધોધમાર લોહી તો વેહવાજ લાગ્યું. આજુબાજુ એકઠા થયલા હનુમાનો મને ખાંધે મારી હવામાં ઉડતાં ઉડતાં ઇસ્પીતાલમાં લઇ ગયા, અને સાથે સાથે

મારા દોસ્તો પણ આવ્યા. ઇસ્પીટાલમાં દાખલ થતાંની સાથ લાંબી દહાડી અને સાહચામાં સજ થયલા ફરેસ્તા ડાકટરો તથા પરીપરીયાંઓએ મારા રૂવાનને ચાર્જમાં લીધું, અને સારવાર કરવા મંડી ગયાં. નાકમાંથી ધોધમાર લોહી વહેતું હોવાથી એક ફરેસ્તાએ લોહી બંધ કરવા સારૂં નાકમાં સરચાંની ભુકી ભરી ખુચો મારી નાંક બંધ કીધું, જે પછી મને સુધ્ધીમાં લાવવા સારૂ ચાર પાંચ વખત આખો ઉચંકીને બીછાણામાં પટકયો. એક ખુબસુરત પરીએ આવી ભય દેતો કે સુધ્ધો ભોકયો, જ્યારે એક હનુમાને આવી પાણી સીંપવાની પાઇપથી નાકમાં પાણી સીંપી નાક સાફ કીધું, કે તુરત સેવક સુધ્ધીમાં આવ્યો, અને પછી ઘરે જવા નીકળ્યો, પણ જતાં જતાં રસ્તામાં એક ઘણોજ દીલ પીગળાવનારો દેખાવ નીહાળ્યો. એક કુવા નજદીક ફરેસ્તાઓ અને હનુમાનો વચ્ચે એક ખુનખાર, ગરમા ગરમ તકરાર ચાલતી હતી. સોડાવોટરની બાટલીઓ, પત્થરાઓ હવામાં ઉડવા લાગ્યા અને જોતજોતામાં તો મામલાએ ઘણુંજ ગંભીર રૂપ લીધું. તુરત સેવક તથા મારા દોસ્તો ત્યાં દોડી પુગ્યા, અને ખબર કાઢતાં માલમ પડયું કે આજ વરસો થયાં 'મીનોઇ જેહાન' માં ફરેસ્તાઓ તથા હનુમાનો એકબીજાનાં કટ્ટા દુશ્મનો થઇ પડેલા અને આ મારામારીનું મુખ્ય કારણ એ હતું કે પેલા કુવામાંથી એક હનુ-માને ભુલચુકે પાણી કાઢી પીવા માંડયું, જે ઉપર એક ફરેસ્તાની નજર પડતાં, તેણે ગોધવાર કરી મુકયું કારણ કે ફરેસ્તાના કહેવા મુજબ પેલો કુવો હનુમાન અડકવાથી અપવીત્ર થયો હતો, જે માટે બધી ખટપટ જાગી હતી.

સેવકે જોયું કે એ કમબખ્તોની ખટપટને લીધે રખેને હમારાં હાડકાં પાંસરાં ઢીલા કરી નાખે એમ ધારી મારા દોસ્તોને લઇ ત્યાંથી ચાલવા માંડયું, પણ તેટલામાં બંને પાર્ટીના મુખીઓ હમારી પાછલ દોડી આવ્યા, અને રડી તતરીને મને વચમાં પડી સમાધાની કરી આપ-વાના કાલાવાલા કીધા, અને આખરે તે લોકોએ આ ગંભીર સવાલ, સેવકની એટલે મહાત્મા મંચેરશાહની લવાદી ઉપર લઇ જવાનો ઠરાવ કીધો, છતાં બંને પક્ષના મવાલીઓએ ધીંગાણું તથા ખુમરાણ તથા

કુસ્તી રમવાનું ચાલુજ રાખ્યું. ફરતા ફરતા અમો એક રળીયામણી ટેકડી ઉપર આવી લાગ્યા કે જ્યાં એક દસ મજલાની મોટી બીલડીંગમાં આપણી નીચલી દુન્યામાંથી ફારેગ થઇ મીનોઇ જહાંનમાં પોહચેલા આપણા નાનાં ભુલકાંઓને કેળવણી આપવામાં આવતી હતી, અથવા બીજા શબ્દોમાં કહીયે તો એક નીશાળ હતી. બધા કલાસોની મુલાકાત લેતાં અચમુચ એક કોઇ છોકરો મને પછવાડેથી આવી મંચેરશાહ મામા કરીને વલગી પડ્યો. હું તો સાવ ગભરાઇ ગયો, અને પછી તે છોકરાને સવાલો પુછતાં મારી ખાત્રી થઇ કે દસેક વરસની વાત ઉપર ગુજર પામેલી મારી એક પુરી બેહેન તાજાંનો બુચો રૂસી હતો. મેં એને પુછ્યું કે અમોને જણાવ્યા વગર એ ઉપલી દુન્યામાં કેમ આવ્યો હતો, તો એણે જવાબ આપ્યો કે મારા નજદીકના એક સગાએ, એટલે મારા માયના બેહનની ફુઇની દીકરીએ એની (રૂસી બાબાની) માય સાથે કાંઇ ખટપટ હોવાથી વેર લેવાને આધારે એને દુધની અંદર ઝેર ભેલી પીવરાવી દીધું હતું. આ સાંભલતાંની સાથ હું એકદમ ટપી ગયો, અને મારા ભત્રીજા રૂસીને ખાત્રી આપી કે જ્યારે હું નીચલી દુન્યામાં પાછો ફરસ ત્યારે બદલામાં વેર લઇશ. પછી અમે રૂસી બાબાને મલી ભેટી ઘર તરફનો રસ્તો લીધો અને ઘરે જઇ ગોદડું ઓઢી સુઇ ગયા.

---

## બેહસ્તમાં હમારાં આફરસો.

---

વળતે દીવસે સહવારના ૬ વાગતે મારી હંમેશની દેશી રીત પ્રમાણે સદરા લેંગા ઉપર દરવાજા આગલ ઓટલા ઉપર બેસી ખજુરીના ઝાડના થડ વડે દાંતણ કરતો હતો, તેટલાં ફરેસ્તાઓનું એક ડેપ્યુટેશન હાંસો ઉપર બેસી ઉતાવળે ત્યાં આવી પોહચ્યું, અને તે ડેપ્યુટેશનનાં પ્રમુખે મારી નજદીક આવી મને તે લોકની ફરીયાદ સાંભલવા તથા તે લોકને સલાહ આપવાને આગ્રહ કીધો. મેં તે લોકને પહેલાં મારી self-respect ખાતર નો કોડાં કીધાં, પણ જ્યારે તે લોકના આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસવા લાગ્યો, ત્યારે મને

દયા આવ્યાથી મેં તે લોકને ત્યાં રસ્તા ઉપર બેસી જવાને હુકમ કીધો. પછી મારા રેવાજ મુજબ એક શેર બકરીનું દુધ પી તે લોકને મારા 'રીડીંગ રૂમમાં' લઇ ગયો. મારી સામે મારાં બપાઇ તથા દોસ્તો પણ આવી બેઠા. લગભગ બે કલાક સુધી પેલા ડેપ્યુટેશન સાથે વાતાઘાત કીધી, છતાં પણ સલ્લાનાસગીયાઓ કંઇ સમજ્યાજ નહી. એવામાં સાંમેથી હનુમાનોનું એક ડેપ્યુટેશન હાસહુસ કરતું ત્યાં આવી પહોંચ્યું. મેં જોયું કે રખેને બેઉ પાર્ટીઓ મરાઇ મરશે, એમ માની મેં તે લોકને ત્યાંથી ચાલી જવા ફરમાવ્યું, પણ મારા દોસ્તોએ દયાળુ જરથોસ્તી જીગર ચલાવી તે લોકોની પણ ફરીયાદ સાથે સાથે સાંભળવાને મને અરજ કીધી અને નહીં છુટકે મને તેજ પ્રમાણે કરવું પડયું. એમ કરતાં લગભગ બીજા ત્રણ કલાક નીકળી ગયા છતાં બેઉ પાર્ટીઓ કંઇ સમાધાની ઉપર આવી નહી, તેથી મેં તે લોકોને ધમકી આપી કે જો તે લોકો તુરત આ બાબદનો નીવેડો નહી લાવશે, તો મારે ફરજ્યાત તે લોકને એક કલાક ભુખા રાખવા પડશે. મને મારી મરજી ઉપરાંત જીંદગી વેર ઉપવાસ કરવો પડશે, તે એવી રીતે કે ફક્ત દીવસમાં બે આંગલ બખ્યો, અને સાંજના ફક્ત બે શેર બકરીનું દુધ, અને સૌથી છેલ્લા તથા સહેલા ઉપાય તરીકે ફીનાયલ પી આપઘાત કરવો પડશે.

આ મારૂં દાસ્તાન સાંભળતાની સાથે મારાં બપઇ બખાલી ઉઠયાં, "નોરે મરૂં, મંચા! તુંબી શું જો નકામી જીવપર જોરાવરી કરેછ! એક તો છે તદન સુકકા લેવટા જેવો અને નામ રાખ્યુંછ ત્યારે પેહેલવાનનાં જેવું, અને જો આવી રીતે ઉપવાસ કરશે તો નકામો કાલનો દુકાળ આજે પાડશે. ગરંધ્યા, તુંને આવી પારકી પંચાતમાં પડવાનું કારણ શું છે? જીભરૂં, તું ધપી જશે તો નકામો જીવથી જશે, અને તેમાં એ મુવા હરામખોરોનું શું જવાનું?"

મારા મીત્રો તથા દુશમનોએ એ મારો કંગાળ ઠરાવ થોડો વખત મોકુફ રાખવાને મને ઘણીજ આજીજી કીધી અને એક તો મારાથી ભુલેચુકે બોલી જવાયું તેથી મારો બોલ અમલમાં મુકવોજ જોઇએ, એમ ધારી મેં મારો ઉપલો ઠરાવ બસ અમલમાં મુકવાને તાબડતોબ

જાહેર કીધું. મારા દોસ્તો મનમાં સમજી ગયા કે સેવક જાતે નબળા હતા, અને મારૂં heart "વીક" હતું, તેથી ગભરાઇને પેલી બેઉ સાઇડનાં મુખીઓને સમજાવવા મંડી ગયા કે તુરતાતુરત આ બાબદનો ફેસલો લાવવો, નહીં તો સેવક મહાત્મા મંચેરશાહ, વખત જતાં કદાચ જીઓ કરી જશે તો મોટી પંચાત થઇ પડશે. આ બોલાબની બેઉ પાર્ટીને ઘણી અસર થઇ, અને બંને સાઇડનાં લીડરો બોલી ઉઠયા કે, "એ દોરંગી દુન્યાના ગાફીલ મુસાફર યાને પારસી દેશભક્ત મહાત્મા મંચેરશાહ, તારી હમારા દેશ, એટલે મીનોઇ જેહાન તરફની અંગત લાગણી તથા બલીદાન યાને જાતી ભોગ જોઇ હમો તારી તરફ ફીદા ફીદા થયા છેયે, અને તારો કીમતી જીવ બચાવવા ખાતર હમો એવા ઠરાવપર આવ્યા છેયે કે તમો મોહરાજ જે ચુકાદો આપો તે હમોએ હંમેશ માટે કબુલ મંજુર રાખવો."

ઉપલા ઠરાવની નોંધ લઇ સેવકે નીચલો ચુકાદો આપ્યો :—

"દેશબંધુઓ યાને પરમપ્રીય મીત્રો, જત તમોને આવી એક નજીવી બાબદ ઉપર તકરાર કરતાં જોઇ મને ઘણોજ ખેદ ઉત્પન્ન થયો છે. કુવાઓ જે આપણને પરમેશ્વરે ભેટ કીધાછ તે ઉપર પશુ પંખીઓ તથા મનુશયનો એકસરખો હક છે તે તમો સારી રીતે જાણો છો, જેથી એટલું પુરવાર થઇ શકે છે કે જો એક કુવામાંથી એક ફરેસ્તો એક હાંડો ભરી પાણી લઇ જાય તો તેટલોજ હક એક હનુમાનને ઘટે છે, એટલે કે જો કમનસીબે એક ફરેસ્તો કુવામાં પડી પોતાના જીવનો અંત લાવે તો તે કુવામાં એક હનુમાનને પણ પડવાનો તેટલોજ હક ઘટે છે. મારે કબુલ કરવું જોઇએ કે તમારા દેશનાં ઇતીહાસ ઉપરથી એટલું પુરવાર થયુ છે કે આ રીવાજ આજે હજારો વરસો થયાં ચાલતો આવેલો છે, તેથી એમ ઠરતું નથી કે જાણે તે કુવાઓ તે ફરેસ્તાઓના બાપનો માલ અને જો હનુમાનો તેમાંથી પાણી લેય તો તે અપવીત્ર ગણાય. (તાલીઓના ચાલુ જબરા અવાજો). ખુદા ખાતર એવી હસવાસરખી, નોનસેનસીકલ, બચ્ચાંસહી દલીલો બાજુ મુકીને તમારા તથા તમારા દેશના અંગત લાભ તથા ભલાં ખાતર એકત્ર થઇને વરતો તો તેમાંજ માન તથા શોભા છે (હનુમાનો તરફથી હીયર, હીયરના

પોકારો). આટલાં વરસો થયાં તમો ફરેસ્તાંઓ તથા હનુમાનો આ નજીવી બાબદ ઉપર એકત્ર નહી થવાથી આ તકનો લાભ લઇ મેં જે અપવાસ ઉપર જવાનો ઠરાવ કીધો હતો, તે કંઇ મારા અંગત લાભને ખાતર નહી, પણ એ મસે તમો બેઉ કહેવાતા દુશમનોને એકત્ર કરવાને ખાતરજ હતો, અને જે ભલાં કામમાં હું ફાવ્યો છું, તે માટે હું પરમેશ્વરનો આભાર માનું છું. હું હવે એવી મતલબનો ચુકાદો આપું છું કે આજથી સર્વે ફરેસ્તાઓ સાથે મલી તેઓના એક વખતના દુશ્મનોને તથા હાલનાં મીત્રો હનુમાનોને તેઓને ફાવે તેમ કુવામાંથી પાણી લેવા દેવા તથા તેનો ઉપયોગ કરવા દેવો, (કબુલ છે, કબુલ છે ના અવાજો). છેવટે તમો દેશબંધુઓને મારા જેવા એક પારસી તેબી વળી ખુદ જરથોસ્તી પારસી, તે દોરંગી દુન્યાના ગારીલ મુસાફર યાને માહાત્મા મંચેરશાહને આ ગંભીર સવાલ ઉપર ચુકાદો આપવાને આજીજી કીધી છે, તે માટે હું મારી તરફથી તથા મારાં બૈરી છોકરાંઓ તથા છેલછબીલાં સગાંવહાલાંઓ તરફથી તમારો દીલોજાન આભાર માનું છું, અને અરજ કરૂં છું કે મારા ઠરાવને તુરત અમલમાં મુકી તમારા દેશની સેવા બજાવશો. આમીન! આમીન !"

આ પછી હમો સઘળા મલી ભેટી વીખેરાઇ ગયા, અને તુરત હમારા ઘરની નજદીકમાં આવેલા "પેરેડાઇઝ હેરકટીંગ સલુન"માં દહાડી મુછ બોડાવવા, તથા બાલ કપાવવા સારૂં ગયા. જેવા હમો સલુનમાં દાખલ થયા કે તુરત પાંચ છ ઘટમારી પરીઓએ નાચતી કુદતી હમારી આગળ આવી હમોને સલામ કીધી, જે પછી હમોએ હમારી બેઠકો લીધી. એક પરીએ આવી મારા માથા ઉપરથી પાઘડી ઉતારી, તો બીજીએ આવી ધીરે રહીને કોટ કહાડયો, તો ત્રીજીએ ગલાં આસપાસ ટુવાલ વીટાળ્યો, તો ચોથીએ મોઢાં ઉપરથી પરસેવો નુંછયો, જ્યારે પાંચમીએ ખુણામાં પડેલા પ્યાના ઉપર "પોહરી જારે પ્યારા મારા પોટકા રે"નું ગાયન વગાડવા તથા ગાવા માંડયું. શરૂઆતમાં કમબખ્તોએ જાણે માથાં પસવારતી હોય તેમ ગામઠી એરંડયું લઇ સારી રીતે માથાં ઉપર ચોપડયું અને બાલમાંથી પકડી માથે લોહી ચઢે ત્યાં સુધી ખુબ માથાંઓ હીલવી નાંખ્યાં, અને પછી અસતરાઓ લઇ માથાં સાવ બોડકાં કરી મુકયાં. દહાડી બોડવા સારૂં સાબુનું

શીણ બનાવવાને બદલે નાક નુછીને હમારા મોઢાં પર ચોપરયા અને પછીથી તેનું શીણ બનાવી ફાવે તેમ અસતરાઓ ફેરવી દહાડી ખોડતા ચપકાઓ મુકયા. આવી કફોડી હાલત જોઇ હમોએ ત્યાંથી નહાસવા માંડયું, પણ રસ્તામાં એકાએક મારા બેહસ્ત મુકામ પામેલા વેણીલાલ મેહતાજી મલ્યા અને મને ઓલખી કાઢી, આંખમાં ધોસ્યું દાબી, ધસાધસ રડી પડતાં બોલ્યા, "કેમ રે અલ્યા મંચેરશાહ, તું અહીં કેમ આવ્યો ?"

મેં વેણીલાલ મેહતાજીને મારી બેહસ્તની ઉડની મુસાફરીનો ભરમ સમજાવી, એવણની નજર ચુકવી ઘર તરફનો રસ્તો પકડયો.

ઘરે જઇ નાહી ધોઇ ત્યાંના લેડીઝ જીમખાનાના મેમ્બરોએ હમારી પધરામણીના માનમા લંચ પાર્ટી કીધી હતી ત્યાં ગયા અને બધાંઓએ હમારા ઉપર ધરાંપરાં કરી મુકયાં. કોઇ ઓટોગ્રાફ બુકો લઇ હમારી આગળ દોડી આવી, તો કોઇએ હમારા ફોટાઓ માગ્યા, અને તે પછી અમો લોકોને પાટલાઓ ઉપર ઉભા રાખી કપાલે મોટા તીલાઓ કરી શોલો પહેરાવી લગભગ ૧૫ હજાર પઇની પર્સ ચાલુ ખુશાલીના અવાજો વચ્ચે તેઓએ એનાયત કીધી અને લોકનો ઉપકાર માની ત્યાંથી અમો વીદાય થયા.

ચાહ પી જરા આમ તેમ ફરવા નીકલ્યા. ઘણી ખરી બીલ્ડીંગોને બસ છાપરાંજ નહી, તેમજ દાદરો પણ નહીં અને જો ચઢવું યા ઉતરવું હોય તો સુતરની દોરી બાંધેલી તેનો ઉપયોગ કરવો. રસ્તામાં લોકો ગમે તેમ ચાલે, અને મોટર ગાડીના વહેવાર માટે તો પુછવુંજ ન પડે. જો જમીન પર મોટર ચલાવવી હોય તો જમીન પર ચાલે, અને એવી જાતનું એક બટન રાખેલું કે તે દાબ્યે તો એરોપ્લેનની માફક બસ હવામાં ઉડે. પોલીસનો વહેવાર પણ ઘણોજ ઉત્તમ. બસ તે લોક મોટરોમાં હવામાં ઉડીને ત્રાફીક કંત્રોલ કરે. ત્યાંના મોટાં હોટલોમાં પણ ઘણીજ સગવડ કીધેલી કંઇબી ચીજ જોઇતી હોય તો ચપ દેતું કે ઇલેકટ્રીક બટન દાબ્યે કે તપ દેતી કે તે ચીજ આવીને તમારી સામે પડેલીજ છે. આ ઉપરથી મારી ખાત્રી થઇ કે ત્યાંના લોકોનાં ભેજાં તો

કંઇ અજબ પ્રકારના હતાં. ઘણી ખરી બીલડીંગો તો બસ હવામાં લટકતી બાંધેલી. અજબ જેવું તો એ હતું કે સાં જગે જગે ઇસ્પીતાલો બાંધેલી, કારણ કે ત્યાં હાઇ કોર્ટો અને પોલીસ કોર્ટો જવલેજ દેખાતી, અને જેને ઇન્સાફ જોઇએ તે ગમે તેમ મન ફાવે તેમ એકબીજાનાં થોભરાં રંગી નાંખે, અને પોતપોતામાં સમજી-સુજી છુટા પડે, અને પોલીસનેબી ખાસ હુકમ આપેલા કે જેને ગમે તેને ફટકાવે, સતાવે, લુંટે, વીગેરે. ત્યાં non-violence કે boycott જેવું કાંઇ નહીં હતું.

બસ બધા મીસ્તરના સાદા નામથી ઓળખાતા હતા, પણ સાંના રહીશોના રંગરૂપમાં અજબ જેવો ફેરફાર માલમ પડયો. લાંબા નાકો, ચપટાં મોઢાંઓ, એને બદલે કપાળની વચ્ચોવચ્ચ એકજ મોટી આંખ, બબે માથાં સીંગડાં વગરનાં, એક કાન, છ છ આંગળી સાથના ચાર ચાર હાથો, એક લાંબો તથા એક ટુંકો મળી બે પગો, ગોટા ફુક્કા જેવા હોઠો, જે દેખાવ ખચ્ચીત બીહામણો તથા બાલનાં રૂવે રૂવાં ઉભાં કરે તેવો હતો, અને વારે ઘડીએ જીવ એવો તપુ તપુ થાય કે ગુપચુપ ત્યાંથી એરોપ્લેનમાં બેસી પાછું મારાં માદરવતન હિંદુસ્તાન નાહસી જાઉં. પણ નહિં! એવું હીચકારૂં, હલકું કામ કરવા મારાં જીગરે સાફ ના પાડી, અને આયંદે મેં ત્યાંજ ગગડી રહેવાનો મજબુત ઠરાવ કીધો. આવજાવ કરવા સારૂં પૈંડાં વગરની ત્રામ તથા બસનો સારો બંદોબસ્ત હતો, પણ તેબી હવામાં લટકતો, અને જ્યારે બસો હવામાં અધ્ધર ઉડતાં ગોલાંટ ખાય ત્યારે પેટમાં એવું તો ફુરફુર થાય કે અમારા ભલાં હવાઇ બારકસો પણ તે આગલ કુચ બીસાદમાં નહિં, અને એનજીનો ઓટોમેટીક હોવાથી દરેક જંકશન આગળ પોતાની મેળે ઉભી રહે, અને જેવા ઉતારૂઓ પોતાની બેઠક લેય કે તુરત ચાલવા માંડે, અને બેસતાંની સાથ બાજુમાં મુકેલા ડબ્બામાં પૈંસા નાંખ્યે કે આપસી મેરે ટીકીટો આવી આપણા હાથમાં પડે. બસ બધું ઓટોમેટીક! રસ્તે રસ્તે મોટા ફુલો તથા ફ્રુટનાં બગીચાઓ અને આફુસ તથા સફરચંદો તો બધાં રેવરેવ થાય. જેને ફાવે તેમ

બગીચાઓમાં જઇ પેટ ભરતી ફ્રુટો ખાય, અને બાકીની જોઇએ તો પોટલાં બાંધી ઘેરે લઇ જાય. બસ જાણે કોણના બાપની દીવાળી!

ફરતાં ફરતાં ત્યાંના એકાદ જાણીતાં સીનેમાં નામે 'Paradise Hanging Palace' કે જ્યાં "જવાનીકી હવા" નામની ફીલ્મ ચાલતી હતી તે જોવા ગયા. જો કે બ્હાર દરવાજા ઉપર House-fool નું પાટીયું મારેલું હતું, તે છતાં હમહાટી કરી અંદર ઘુસ્યા, અને વટમાં ને વટમાં જઇ એકાદ ખાલી બોક્ષમાં બેઠા, કે આજુબાજુ બેઠેલા દેવતાઓ, ફરેસ્તાઓ તથા પરીયાંઓ અમોને તગર તગર જોવા લાગયાં. આ ફીલમની જો કે ઘણી વખાણ થઇ હતી, પણ ફીલમમાં કંઇ દમ નહીં હોવાથી તે નાટકશાળાના માલેકના નામની સરસ્વતી ભણતા બહાર પડયા, અને ધીરે ધીરે રસ્તામાં કોઇ પણ માણસ વચ્ચે આવે તેને ધક્કા મારતા દાદાગીરી કરતા આમલ વધ્યા.

તેજ રાત્રે ત્યાંના 'બાગે બહેસ્ત' માં એક જાહેર નાચ પાર્ટી તથા ત્યાંના રહીશોમાંથી ત્રણ સૌથી ખુબસુરતમાં ખુબસુરત બુચીમાયોને ચુંટી કાઢવાનો યાને 'બ્યુટી કોમ-પીટીશન' નો મેળાવડો હતો, ત્યાં હમો મારાં બપાઇ તથા બપાવા સાથે ગયાં. જતાંની સાથે મેં ટીકીટો માટે પુછપરછ કીધી, પણ તે મેળાવડાના કર્તાકારવતાઓએ હમોને તુરત પીછાણી કંઇ પણ પૈસા લેવા વગર ખુદાબખ્શ દાખલ કીધા, જે આપણને જોઇતું જ હતું. દાખલ થતાંની સાથ આંખે ઉડી વળગે તેવા દેખાવો દીઠા. બધાં પરીપરીયાંઓ તથા રૂપસુંદરીઓ રંગબેરંગી પોષાકોમાં ખાખી ખાખા કરતી આમથી તેમ દોડાદોડ કરતી હતી. હમો લોકો હમારા પારસી નેશનલ ડ્રેસમાં સજ થયલા હોવાથી સર્વનું પુશકળ ધ્યાન ખેંચી રહેલા હતા અને હમારી આસપાસ જાણે હમો લોકો, કંઇ જાનવર બાનવર હોઇએ તેમ લોકોના ટોળાં ફરી વળ્યાં. બાજુમાં એક ખુણામાં એક મોટા સ્ટેજની ઉપર ત્યાંનું જાણીતું અને લોકોમાં માનીતું, 'ધી હાંડામાસ્તર ચવચવ પેરેડાઇઝ ઓરકેસ્ત્રા' હતું, જે તેના કાબેલ બેંડ માસ્તર મી૦ હોશંગજી હાંડામાસ્તર હાથમાં એક મોટો ગરૂજ લઇ, 'કન્ડકટ' કરતા હતા. આ ઓરકેસ્ત્રા નીચલા દેશી તથા

ઇંગ્રેજી વાજીંત્રોનું બનેલું હતું, જેવા કે હારમોન્યમ, સારંગી, ગીતાર, તબલા, ઘુમઘુસયા, જલતરંગ, તંબુરો, બીન, પ્યાનો, વાયોલીન, મેંડો-લીન, સીતાર, સેકસોફોન, ફલુટ, વીગેરેનું બનેલું હતું, અને જાણીતા લોકપ્રીય બાહોશ મ્યુઝીશીઅન અહેસ્તી બાપુજી બુઠાચોરના હાથે જોડાયલું લોકપ્રસંશા પામેલું જાણીતું ગાયણ "નાચ લે મેરી સૈંયા, બૈંયા, છનનનન" વગાડતા હતા. ઓછામા ઓછું ત્રીસથી ચાલીસવાર તે એન્કોર થયું.

એક એક પછી એક એક જોડી ડાન્સ કરવા બહાર પડી અને અસલની જગમશહુર જાણીતી નાચનારી માડામ પાવલોવા દોડતી કે મારી ખુરશી આગળ આવી અને મને હાથ આપી પોતાની સાથે ડાન્સ કરવા મને ઘસડી ગઇ. આપણે તો બા પેલી મુંબઇની જાણીતી ડાન્સીંગ કલાસવાલી 'માડમ અસતરા યાને માડામ અસતોવા' પાસે ટયુશન લીધેલું, તેથી હીંમતથી માડામ પાવલોવા સાથે ઘડીકમાં ફોક્ષ ત્રોટ તો ઘડીકમાં ચાર્લસ્તન, તો ઘડીકમાં તાંગો ડાન્સ કીધા, જે લોકોને ઘણાજ પસંદ પડયા. મારૂં જોઇ અદી ઓજગરૂં પણ નાચવા લાગ્યો, અને માથે પાઘડી, કસની ડગલી, ધાટપોટની ઇજાર અને પગમાં ચાંચ્યા જોડા સાથનો તેનો દેખાવ ખચીત હસવા સરખો હતો.

નજદીકમાં એક અંગ્રેજ જોડું નાચ કરતું હતું, અને ડાન્સ કરતાં કરતાં ધકમાં ને ધકમાં અદી ઓજગરનો પગ તે મડમના તાંત્યામાં ભેરવાતાં તેણી ચત્તીપાટ જમીન પર પટકાઇ પડી, અને ગુસ્સામાં આવી અદીને, 'યુ બ્લાઇન્ડ બ્લેક ઇંડીઅન' કરીને કહ્યું. ચાલો, થઇ ચુંકું! આની ગમ પેલો ઝનુની પારસી અદી ઓજગર હતો, તે કંઇ ચુપ રહે! ગુસ્સામાં આવી જઇ ડગલો કાઢી પાગડી મારા બપાઇના હાથમાં મુકી બાંય ચઢાવી સદરા અને ઇજારપર જાણે પેલી મડમરી સાથે કુસ્તી રમવા માંગતો હોય તેમ તેના દીલપર ધસતાં બોલ્યો, "અરે વોટ રે વોટ, મેડમ! વોટ, શુગર ડુ યુ ઇટ ઇન યોર માઇન્ડ, હં! આઇ નો વેરી વેલ ઘેટ યુ આર વાઇટ ફ્રોમ આઉટસાઇડ એન્ડ બ્લેક ફ્રોમ ઇનસાઇડ! ઓ! શટ યોર માઉથ, ઓર અધરવાઇઝ આઇ વીલ બ્રેક યોર બોન્સ, ડુ યુ અંડરસ્ટેન્ડ?"



અહી હોજગરૂ ડગલો કાઢી પાઘડી મારા બપઇના હાથમાં મુકી સદરા ઇજારપર પેલી મડમરીના દીલપર ધસ્યો, (જુવો આગલું પાનું ૧૪૨.)

મેં જોયું કે મામલો કદાચ બીચકી જતાં વળી કંઇ પોલીસનું લફરૂં થશે, એમ માની ત્યાં ધસી ગયો, અને પેલી મડમરીનું માથું પસવાડી તથા અદીનો બરડો થોકી થંડા પાડી બેઉ જણને પાછી દોસ્તી કરાવી આપી, અને દશ મીનીટનો વીસામો હોવાથી જરા આરામ ખુરશી ઉપર બેઠો.

વીસામાં બાદ ત્યાંના પોલીસ કમીશનરનાં મોહરદારે મારી પાસે આવી એવણ સાથે ડાન્સ કરવાને હાથ લાંબો કીધો અને સેવક તેવણ સાથે તાલીઓના ચાલુ અવાજો વચ્ચે નાચવા મંડી ગયા.

લગભગ બે કલાક ડાન્સ થયા બાદ છેલ્લી આઇટમ તરીકે બ્યુટી કોમપીટીશન પેરેડ શરૂ થઇ, કે જેમાં બધી ફલકસુરો જાત જાતના પોષાકોમાં સજ થઇ હોલમાં દાખલ થવા માંડી. કોઇ બેધીંગ કોસ્ટયુમમાં તો કોઇ પાઇજામામાં, તો કોઇ સારીમાં કોઇ એમ, તો કોઇ તેમ, એમ એક પછી એક આવવા લાગી

પહેલાં ત્રણ ઇનામો જીતી જનારી રૂપસુંદરીઓના નામો તથા ઇનામો ચાલુ તાળીના અવાજો વચ્ચે નીચે પ્રમાણે જાહેર થયાં:—

પહેલું ઇનામ, મહમદ બેગડાના સૅકંડ કઝીન, બડેમીયાં બચાએ સાકુના કુઇની દીકરી બેગમ મુમતાઝને ફાળે ગયું, અને બીજું ઇનામ ત્યાંનાં જાણીતા 'પેરેડાઇઝ હેર કટીંગ સલુન'વાલાની બેટી મીસ એડીથ એનઝોરાને મલ્યું, જ્યારે ત્રીજું ઇનામ, ત્યાંનાં એક જાણીતા દરજીની છોકરી મીસ બેનજામીન બોગસ જીતી ગઇ. પહેલા ઇનામ તરીકે બેગમ મુમતાઝને રૂપીઆ એકસો રોકડા અને રેશમી મોજાંની એક જોડી, મીસ એનઝોરાને રૂપીઆ પચાસ, બાર આના ત્રણ પાઇ અને પાઉડરનો એક ડબ્બો બીજા ઇનામ તરીકે, જ્યારે ત્રીજું ઇનામ જીતી જનાર મીસ બોગસને રૂપીઆ પચીસ, બે પાઇ અને વધારામાં નેસ્લસ ક્રીમ ચોકલેટનું એક પેકેટ આપવામાં આવ્યું, અને કાનસોલેશન પ્રાઇઝીસ તરીકે છ પંખેરાઓને દરેકને એકેકી ફાઉનટન પેનો એનાયત કરવામાં આવી, જે હમો લોકોએ ઉદારતા બતલાવી પહેલેથી કમીટીને પ્રૅઝન્ટ કીધી હતી. લગભગ રાતના બે વાગે મેળાવડો ખતમ થયો, અને સૌ સૌ પોતપોતાને ઘરેબારે જવા નીકલ્યાં, પણ ઘરે જવાને બદલે મારા બપાઇ તથા દોસ્તોની નજર ચુકાવી હું ત્યાંથી ગુલ થયો, અને રાજા ભોજના 'હવાઇ મહેલ' તરફનો રસ્તો લીધો. ખચ્ચીત, એમ લગુ થવામાં મારો કંઇ ભેદી ભરમ હોવો જોઇએ, જેનો હું અત્રે ખુલાસો કરૂં છું.

અસલ વાત એમ છે કે જે દીવસથી મેં ભોજરાજાની રાણી ઇંદ્રાવતીને જોઇ તે દીવસથી કોણ જાણે મારા અંતઃકરણમાં કંઇ અજબ જાતની છુપી લાગણી પેદા થઇ, તે લાગણી કંઇજ નહીં પણ ફક્કત પ્યારની હતી. પેલા કહે તેમ "ઇટ વોઝ માઇ લવ એટ ફર્સ્ટ સાઇટ," જે દર્દનો હું ભોગ થઇ પડયો હતો. સેવકે જોયું કે હવે મારી મુસાફરીનો માત્ર એકજ દીવસ રહયો હતો, તેનો લાભ લઇ, કોઇ પણ સંજોગ હેઠળ મારે રાત્રે રાણી 'ઇંદ્રાવતી'ની છુપી મુલાકાત લઇ મારો જલતો પ્યાર તેની આગળ જાહેર કરવો, અને તે ઠરાવને આધારે સેવકે, 'હવાઇ મહેલ' તરફનો રસ્તો લીધો.

રાતના લગભગ ૨ વાગાનો સુમાર હતો. આજુબાજુ સઘળે શાંતી ફેલાઇ હતી, મહેલ નજદીક આવી પહોંચતાં મારી નજર મહેલના દરવાજા આગળ પાહરો ભરતા બે રાક્ષસી હનુમાનો ઉપર પડી, જે લોકો એક હાથમાં બંદુક અને બીજા હાથમાં ચવરી બાંબુ લઇ ચોકી કરતા હતા, અને જેવાં મારાં પગલાંનો અવાજ સાંભલ્યો કે તુરત, "Who goes there?" કરીને મારી તરફ બંદુક ટાંકી. સેવક તો થંડાગાર થઇ ગયા, પણ તુરત સમયસુચકતા વાપડી મેં જવાબ આપ્યો કે, "It is I, monsieur મંચેરશાહ મદારી, the well-known heaven flier, etc. etc." પેલા ચોકીદારોએ ટાઇટ થઇ, attention order માં ઉભા રહી મને Salute આપી, અને ધીરે રહીને મેં તે લોકની નજદીક જઇ કાનમાં અસતમ પસતમ સમજાવી હાથમાં એક એક ચાટલો સેરવી, રાણી ઇંદ્રાવતીનો 'બેડ રૂમ' બતાવ્વાને કહ્યું, જે તે બીચારાઓએ મને આંગળી કરી બતાવ્યો, અને રાણી માતાને ફકત ૧૦ મીનીટ છુપી મુલાકાત આપી પાછું ફરવાની કબુલાત પેલા ચોકીવાનોને આપી હું ગુપચુપ મહેલમાં દાખલ થયો, અને એક હાથમાં પાઘડી, પેલા ચોકીવાનો પાસેથી લીધેલો ચવરી બાંબુ, અને બીજા હાથમાં પગમાનાં બુટ લઇ ધીમે ધીમે, કદમ કદમે, રાણી માતાના 'બેડ રૂમ' તરફ ચાલવા માંડયું. તેણીનો સુવાનો ઓરડો છેક ઉંચાઇએ કાતરયાં ઉપર આવેલો હતો, જેની જરા છેટે એક ઉંચું નાળીયેરીનું ઝાડ હતું, જે ઉપર મેં ધીમે ધીમે ચઢવા માંડયું. એ બાદ મને તરસ લાગેલી હોવાથી ચાર પાંચ કુવલાં નાળીયેર ફોડી પાણી પીવા માંડયું, અને પછી જરા મારી વ્હાલી રાણી ઇંદ્રા કયાં હતી તે સારૂ આમ તેમ નજર કરવા માંડી, જેમ કરતાં મારી નજર સાંમેના ઓરડામાં સોના રૂપાના એક કીંમતી પલંગ ઉપર રાણી ઇંદ્રાવતી નીરાંતે નીંદ્રા લેતી હતી તે ઉપર પડી. હવે, મારી વાહલીને ઉંઘમાથી જાગ્રુત કેમ કરવી તે માટે માથું ખ્વરતો હું વીચારમાં પડયો. એકાએક કંઇ પ્લાન મારા ભેજામાં ઘુસ્યો કે મારે કંઇ પ્યારનું ગાયણ મારા મીઠા ભેંસાસુર હલકે લલકારવું કે જેથી રાણી માતા ઉંઘમાંથી જાગ્રુત થઇ સેવક સાથે

પ્યાર કરવા મંડી જાય. એમ ધારી મેં ધીરે ધીરે, 'Lover, come back to me' નું ગાયણુ Whistle કરવા માંડ્યું, જેની અસર તુરત થવા માંડી, કારણકે રાણી ઇંદ્રાવતી ધીમે ધીમે આમથી તેમ ગોલાંટ ખાતી તથા આંખો ચોળતી, બગાસાં ખાતી ઉઠી, અને બારી આગળ આવતાં મારા ઉપર નજર પડતાં, એકેક પછી એકેક ફ્લાઇંગ કીસીસ આપી રૂમાલ "વેવ" કરવા લાગી, જે જોતાં મારૂં હૈયું પીગળીને અસકા જેવું થઇ ગયું, અને આંખમાંથી ટપાટપ આંસુઓ પડવાં લાગયાં, અને કદાચ ડચકાં ખાતાં મોટેથી રડી નહીં પડાય માટે મોઢાંમાં રૂમાલનો ડુચો મારી જેમ તેમ ભેંજા ઉપર કાબુ રાખી સબુરી પકડી, ભુલચુકે ગડબડ થતાં આજુબાજુ કોઇનું ધ્યાન નહીં ખેંચાય વાસ્તે હમો બેઉ આશુક માશુક બાજમાં અસારતથી વાત કરવાં લાગયાં, પણ હવે સેવકને પોતાની મીઠી માશુક યાને પ્યારની પુટલી ઇંદ્રાને જઇને મળવું કેમ તે માટે ચટપટ થવા લાગી. મેં એને ઇશારત કરી એક દોરડું ફેંકવા કહયું અને તેણીએ તુરત એક જાડું કાથાનું દોરડું મારી તરફ ફેંક્યું, જે મેં ઝાડની સાથે બાંધ્યું અને અકરી અકરીને દોરડાં પર ચાલી રાણી ઇંદ્રાને છક કરવાં જતાં દોરડાંપરથી મારો પગ લપસી ગયો અને તે પર લટકતાં હું બોલ્યો—

સલગેજ જીગરમાં મારા ભભકતો અંગાર,
જોઇ તુંને થયોજ સાવ હું થંડોગાર,
ઇંદ્રા પ્યારી, જરા મને તારા જીગરે લગાર,
ગભરાતી નાં વાહલી જોઇ મારા આવા સકાર.

ઘણીજ મહેનત તથા માહમુસીબતે હું રાણી ઇંદ્રાના ઓરડામાં દાખલ થયો, અને હમો બેઉ પ્યારના પુંજારીઓ, એકમેકને બગલગીરી કરી ધસાધસ રડી પડયાં, અને મને ફીકર લાગી કે રખેને પેલો એનો કમજાત ભાજીખાઉ માટી રાજા ભોજ ઉર્ફે સલીગોસ ત્યાં ભુલે-ચુકે આવી લાગી હમારો રકાસ જોશે, તો નકામાં હમારાં ભજીયાં તરાઇ જશે, વાસ્તે ગભરાઇ ગભરાઇને હું મારી માશુક સાથે પ્યાર કરવા મંડી ગયો. પણ ખચ્ચીત તેમજ થયું. મારી ઢીંગલી ઇંદ્રાના 'બેડરૂમ'ની બરોબર નીચે પેલા કમજાત રાજા ભોજનો સુવાનો



સલગેજ જીગરમાં મારા ભભકતો અંગાર,<br>
જોઇ તુંને થયોજ સાવ હું થંડાગાર,<br>
ઇંદ્રા પ્યારી, જરા મને તારા જીગરે લગાર,<br>
ગભરાતી નાં વાહલી જોઇ મારા આવા,સકાર.

(જુવો પાનું ૧૪૫.)

ઓરડો હતો, અને જેવો હું તે બદુકળી સાથ સ્વદેશી રીત પ્રમાણે એક હાથ છાતી ઉપર મુકી મારો ભકભકતો પ્યાર જાહેર કરવા સારૂ ગુંઠણમંડીએ પડતા, જોરમાં અવાજ થવાથી તે કમબખ્ત જાગી ઉઠયો, અને કદાચ રાણી ઇંદ્રા ઉંઘમાંને ઉંઘમાં બીછાણાપરથી તમ્મર ખાઇ જમીન ઉપર પટકાઇ પડી હોશે, એમ માનીતે એકદમ ધસારાબંધ રાણીમાતાના સુવાના ઓરડામાં દોડી આવ્યો, અને મને મારી વ્હાલી, તે રાજા ભોજની પરણેતર સાથે પાસાંમાં બેસી છુટથી ચુમીઓ લેતાં જોઇ એકદમ લાલચોળ થઇ ગયો, અને જાંબુરનાં ઠડયા જેવા મોટા ડોળા કાઢી હમો તરફ ઘુરકતાં બોલ્યો કે, "એ દગલબાઝ ઓરત! તુંને તારા ભરથારની ખુદ હાજરીમાં એક પરાયા પરજાત, અને તેબી વરી એક પારસી મુસાફર સાથે, કોટા ફીસી ને પ્યાર કરતાં શરમ નથી આવતી? શરમ છે, ધીકકાર છે, ફીટકાર છે તારી આવી ચાલ ઉપર!"

"મારા પરમપ્રીય ભરથાર, એ તો જરા હું ખાનબહાદુર મંચેરશાહ સાથે કંઇ છુપીમાં વાતો કરતી હતી. એવણ બીચારા મારૂં તથા તમારૂં, ભલું ચાહીને પ્યાર વીષે કંઇ શીલસુફી કહી સંભલાવતા'તા, તેટલા તમો ડીયરે આવી, નકામાં તપી જઇ કાગનો વાઘ કરી નાંખ્યો. મારા વાહલા, એમ જરા જરામાં તમે પાઉં ભુંજવાની ભઠી માફક તપી જશો તો કોઇ દીવસ કંઇ નવું જુનું કરી બેસશો, તે કંઇ સમજોજ કે?" રાણી ઇંદ્રાવતી બોલી ઉઠી.

"બસ, બસ, તારી ઝબાન હવે એકદમ બંધ કર, વધારે ગડબડ નહી જોઇએ," અને મારી તરફ ફરતાં રાજા ભોજ બોલ્યો, "કેમરે એ હરામખોર પારસા, આય મારી નિદ્રાનો લાભ લઇ, મારી મહોરદાર ઇંદ્રા સાથે ગુપચુપ, ઠંડે કલેજે પ્યાર કરવા મંડી ગયો, નહીં વારૂં? જાણે કોણના બાપનો માલ! એકદમ તારૂં અહીંથી કાળું કર."

સેવકે જોયું કે એમ ભાજીખાઉની કાની બેસી રહેવામાં કંઇ શોભા નહીં રહેશે. તેથી એકદમ ધારતી છોડી, હીંમત પકડી જે ફાવે તે, ચવચવ ભાષામાં મેં પેલાં ચંડોલી રાજાને જવાબ આપ્યો

કે, "એ રાજા ભોજ, એમ તું જરા જરામાં અદેખો કાંય પડેછ? આરી લાંનચી મી જરા તુમચી માશુકચી સાથ આસક પડુનસી ચુંમી ગેટલા, તેચા મડી મી કાય પાપ કીલા? આઇચી સપટ, માજા બાપા, તુમી કસા ગાભરૂણતે? જરા દમ ધરા માજા દાદા! યોર હાઇનેસ, ઓલવેઝ રીમેંમ્બર ધેટ પ્રોવર્બ ઓફ ગીવ એંડ ટેક એંડ ફરગીવ એંડ ફરગેટ, એંડ ધેરફોર, આઇ એમ સ્યૉર, યુ વીલ ફરગીવ મી ફોર એવર."

"ચુપ! ચુપ! એ દગલબાઝ કુતરા, એકદમ ચુપ થા," એમ કહી પેલા કમજાત ભોજે, જેમ પીલાઉસ ઉપર પેલા પીટમાસ્તરો યાને ગેલેરી ગોડસો, વીટ, વીટ કરી સીસોડી ફોડી ધીંગાણું કરી મુકેછ તેમ મોંઢામાં આંગળાં ખોસી ડેનજર સીગનલ બતાવવા ખાતર વીટ વીટ કરીને ત્રણવાર સીસોટી ફોડી કે તુરત સો, બસો હનુમાનો નાગી તલવાર સાથ ત્યાં ધસી આવ્યા અને સલામ કરી ઠરીઠામ ઉભા કે તુરત હીઝ હાઇનેસે મારા હાથમાં બેડી નાંખી મને બંદી-ખાનામાં પુરવાને હુકમ કીધો.

આ ઓર્ડર સાંભળતાંની સાથ રાણીમાતા ધસાધસ રડી પડયાં અને રાજાને મને છોડી દેવાને આજીજી કરવા લાગયાં અને જેવા પેલા હનુમાનજીઓ મને હાથમાં બેડી લગાવી ત્યાંથી ચાલવા લાગયા કે રાણી ઇંદ્રા મારી પાછલ લોહચુંબકની માફક ખેંચાતી ફસડાવા લાગી. આ દેખાવ જોતાં મારી આંખે અંધારા આવી ગયાં તેથી મેં તેણીને માયાથી કહ્યું કે "ઇંદ્રા, માઇ લવ, તું જરાબી ફીકર ના કરતી. હું જેલરોને ચીકી ખવડાવી ફોસલાવી વખત જતાં તુંને પાછો આવી જરૂર મળશ. વાસ્તે જરા શાંત થા અને રડીને મારૂં દીલ ના પીગલાવ. ચાલ ડીઅર, ટટા હ!" એમ બોલી મેં પેલા હનુમાનજીઓ સાથે ત્યાંથી ચાલતી પકડી. જેમ તેમ બંદીખાનામાં ચાચરા મારતાં અને રાજા ભોજને નામની પતેત ભણતાં સહવાર પડી, કે બે ત્રણ હનુમાનો એક લોટાની અંદર ચાહને બદલે ગામઠી એરંડયું લાવી મને ભચડીને પાયું. એકાએક કંઇક ગડબડ થવાનો અવાજ મારા કાન ઉપર પડયો, અને જોત જોતામા બે હનુમાનોએ આવી મી બંદીખાનામાંથી બ્હાર કાઢી રાણી ઇંદ્રાના સુવાના

ઓરડામાં લઇ ગયા, કે જ્યાં મારા બપાઇ તથા મારા દોસ્તો લાંબા લાંબા હાથો કરી રાજા સાથે વાત કરતા હતા. શું બનાવ બન્યો તેનો રાજાએ ટુંકમાં મારા બપાઇને હેવાલ કહી સંભલાવ્યો કે તુરત ડોસાંએ પેલા કમજાત ભોજને ઓવરણાં લેતાં તથા બરડો પોતાના નાજુક હાથે પસવારતાં કહ્યું, "નોરે મરૂં, તુંમબી કયા અઇસા જરા જરામે છીઇ પડતા છે. અમેરા બેટા મંચા, કોણ દીવસ એવા હલકાં કામ નહી કરેગા, એ તો બાવા મરી જાઉં તારા ભેંજાના ખોટા ધખારા છે જો!"

પછી મારી તરફ ફરતા, "કેમ રે, ઓજયા મંચા, તારાથી પાધરૂં નહી રહેવાતું કે? એમ રાણીમાતા સાથે મારા કહયા પુછયા વગર પ્યારમાં શાનો પડયો? અસલ તો છોકરીઓને જોઇ શરમાઇને ઉભી પુછડીએ નાહસી જતો હતો અને હમણા રાણી ઇંદ્રા જેવી રાજવંશી પરણેલી બચ્ચાંકચ્ચાંવાલી ઓરત સાથે શાનો પ્યારમાં પડયો? એવું એક લફરૂં કરવાનો હતો ત્યારે અહીંયા આવીજ શાનો મરયો? એવા ઢોંગસોંગ હમારા સ્વદેશી દેશ ઉર્ફે બહેસ્તમાં નહી ચાલે જો, મરૂં!"

"હા માયજી, હું મારી ભુલ કબુલ કરૂંછજી. હવે ફરીથી એવું કામ નહી કરશ તેનું વચન આપુંછ," મેં માંગી લીધું.

એકાએક રાજા ભોજનું દીલ પીગળી જવાથી મને છોડી મુકવાનો હુકમ કીધો અને હમો એકમેકને મળી ભેટી ઘરે જવા ત્યાંથી નીકળ્યા.

---

## મુસાફરીનો છેલ્લો દીવસ.

---

આજનો હમારો મુસાફરીનો છેલ્લો દીવસ હતો, અને સાંજના હમારી રવાનગી પાંચ વાગાપર મુકકર કીધેલી હોવા પહેલાં હમારે માથે હજી એક ભરચક પ્રોગ્રામ પડેલો હતો, પણ આગલે દીવસની નાચ પાર્ટીનો ઉજાગરો તથા થાક નહી ઉતરેલી હોવાથી હમોએ ફકત બેજ એનગેજમેંટો અમલમાં મુકવાનો ઠરાવ કીધો કે જે આજની

હમારી રવાનગીના માનમાં ત્યાંના પારસી જીમખાનાની સુંદર ગ્રાઉન્ડ ઉપર બહેદીનો તથા અથોરનાનો વચ્ચે એક આખા દીવસની ગીલ્લી દાંડાની મેચ ગોઠવવામાં આવી હતી, ત્યાં હમો શેઠીયાઓ જવા નીકલ્યા. જતાંની સાથ હમોને તે જીમખાનાના માજી પ્રમુખ સાહેબ શેઠ પાલનજી પપેનાસે હરખભર્યો આવકાર આપ્યો અને હમોને હમારી બેઠકોપર લઇ જવામાં આવ્યા. આખું મેદાન હજારો ઉત્સાહી તમાશબીનોથી ચીકાર ભરાઇ ગયું હતું, અને સઘળા રમત શરૂ થવાની કાગને ડોલે રાહ જોતા હતા. બરોબર ૧૧ ને ટકોરે ટોસ ઉડારવામાં આવ્યો, અને અથોરનાનો ટોસ જીતવાથી પહેલા દાવમાં આવ્યા અને સારો દેખાવ કરી આઉટ થયા, પછી બહેદીનો દાવમાં આવ્યા, અને એક રસાકસીભરેલી મેચ પછી પસરીને પાચ દાંડે જીત મેળવી, જે સામે અથોરનાનોએ મજબુત પ્રોટેસ્ટ ઉઠાવ્યો, અને હોબાતોબી પછી મને છેવટનું 'ડીસીશન' આપવા માટે આગ્રહ કરવામાં આવ્યો, જેથી મેં મારી બેઠકપરથી ઉભો થઇને નીચલો ચુકાદો આપ્યો :-

" અથોરનાનઝાદાઓ, પસરીપરૂ બહેદીનો તથા મહેરબાન બાનુઓ અને ગ્રહસ્થો, જત તમો મહેરબાનોએ ચાહીને હમોને અત્રે પધારવાનું જે ઇજન કીધું છે, તે માટે હમો તમારો મોટો ઉપકાર માનીએ છીએ. તમો મહેરબાનોએ આ અગત્યનાં સવાલ ઉપર મને ચુકાદો આપવાને આગ્રહ કીધો છે, માટે હું હીંમતથી જાહેર કરૂં છું કે આવી એક નજીવી અને નીરદોષ રમતમાં બહેદીનોએ હંમેશની માફક પસરીને પાચ દાંડે જીતી જતાં જે દેખાવ કીધો છે તે ખરચીત શરમભરેલો અને ધીક્કારવાજોગ છે (શેમ, શેમનાં પોકારો). સેવટે હું અગત્યનો ચુકાદો આપું છું કે આ મેચ હાલ તુરત મોકુફ રાખવી અને સ્કોરીંગ બુકમાં બહેદીનોની આવી ચાલ માટે લાલ સહીએ નોંધ લેવી અને આવી જાતની કોમ કોમો વચ્ચે કડવાશ કરાવનારી રમતો હંમેશ માટે નાબુદ કરવી (હીઅર, હીઅરના પોકારો તથા જોશભેર તાળીઓ).

આ મારા ઉપલા ચુકાદાથી લોકોમાં ઘણોજ સંતોષ ફેલાયો, અને ધીરે ધીરે લોકો ત્યાંથી વીખેરાઇ ગયાં, અને હમોએ પણ ત્યાંથી

ચાલતી પકડી, અને સાથી છેલ્લા પ્રોગ્રામ તરીકે રાજા ભોજ ઉર્ફે સર્લીગોસે હમોને હમારી બાહદુરીની અદના ઇનાણી તરીકે 'બહાદુરે જંગ'નાં પુઠાંના ચાંદો એનાયત કરવા સારૂ દરબાર બોલાવી હતી ત્યાં હમો ગયા.

જેવા ત્યાં આવી પોંહચ્યા કે, રાજા ભોજ, રાણી ઇંદ્રાવતી તથા દરબારીઓએ હમને ઘટતો આવકાર આપ્યો, અને સરઘસના આકારમાં હમો દરબાર હોલ તરફ ચાલતા થયા. સઉથી મોખડે દરબારનો ચોપદાર હાથમાં દંડુકો લઇ બ્યુગલ ફુંકતો નીકલ્યો, જેની પાછલ પ્રધાનજી પસરીપરૂ, હાથમાં દરબારના મૅસકોટ તરીકે એક મોટો મકકડબુહો લઇ ચાલવા લાગયો, અને તેની પછવાડે રાજા ભોજ મારી ખાંધ ઉપર હાથ નાખી કદમ કદમે ચાલવા લાગયો. જરા છેટે રાણી ઇંદ્રાવતી, મારુ મીકેનીક તથા અદી હોજગરૂની બગલોમાં હાથ મારી ખીખી ખાખા કરતી ચાલવા લાગી. દરબાર હોલમાં દાખલ થતાંની સાથ આખી દરબાર કે જે ફરેસ્તાઓ, દેવતાઓ, પરીઓ, અશોફરોહરની બનેલી હતી, તેણે ઉઠીને હમોને આવકાર આપ્યો, અને ખાસ હમારે માટે ઉંચી કારીગીરીથી બનાવેલા સોનાના તખતો ઉપર હમોને બેસાડવામાં અવ્યાં, કે જેની બરોબર પછવાડે પરીઓ ઉભી રહી પંખા નાખતી હતી, અને પગ આગળ નજદીક બેસી હમારા પગો ચાંપતી હતી. રાજા ભોજે પોતાની ગાદી ઉપરથી ઉઠી તાળીઓ ફોડી કે તરત ઉપરની ગેલેરી ઉપરથી ચાર હનુમાનો કુદકો મારી હાથોમાં તેની અંદર, તાજોનાં આકારમાં બનાવેલી કલીંગરોની પોકળ છાલો લઇ, હમો સામે ઉભા. ભોજ રાજાની ફરમાસથી દરબારના પારસી ધર્મગુરૂ મોબેદ શહેરી-આરજી બીન આદરયાબાદજીએ રાજાના હુકમને માન આપી તાજ-પોષીની પવીત્ર ક્રીયા કરવાની શરૂ કીધી.

ઉપલી ક્રીયા ખતમ થવા બાદ મોબેદ શેહેરયારજીએ પીંગા-ણીથી હમારા માથામાં ગુલાબનું અન્તર છાંટી સારી પેઠે ચોળ્યું, અને પછી કલીંગરની છાલો લઇ એકએક ધબ્બો મારતાં બરોબર માથામાં પહેરાવી એક હાથમાં પેર અને બીજા હાથમાં સફરચંદ આપી

પોતાની બેઠક લીધી કે તુરત ભોજ રાજા જોરમાં તાંત્યા અફાડી ઉભો થયો, અને તાંચણીઓ નહીં મળવાથી ગુંદર લઇ હમારી છાતીઓ પર સાબાશીઓ આપતાં મુક્કીઓ મારતાં, પુઠાંના ચાંદો લટકાવ્યા, અને એક ટુંક ભાષણ કરી હમારી જાબજા તારીફ કીધી, અને ત્યાં હાજર થયલા પરોણાઓની ખાસ ફરમાસથી દરબારનાં દયાળુ, દીલદાર, કવી રબીરનાથ રંગારીએ હમારી પધરામણીના માનમાં રચેલી કવીતા તાલ, દાદરા અને રાગ કાફીમાં ગાઇ સંભળાવી વાજબી પ્રસંશા મેળવી, જે પછી હમોએ રાજા, રાણી વીગેરેને મળી ભેટી ત્યાંથી ખરતી લીધી.

સાંજના ૬ વાગે બહેસ્તના દરવાજા બંધ થતા હોવાથી અને ૫ વાગતે હમો ત્યાંથી રવાના થનાર હોવાથી ૪ વાગામાં હમો હમારા સરસામાન સાથે બહેસ્તનો દરવાજે કે જ્યાં હમારી પધરામણી થઇ હતી, ત્યાં વાજતે ગાજતે જઇ લાગયા, કે જ્યાં કીડીની માફક લોકો એકઠાં થઇ હમારી આવવાની રાહ જોતાં ઉભાં હતાં. આવતાંની સાથ માનવંત રાજા સાહેબે હમોને આવકાર આપ્યો, અને હમારી પધરામણી વેળા જે પ્રોગ્રામ રચાયલો હતો, તેજ પ્રોગ્રામ માનપત્ર તથા કાસકેટ એનાયત કર્યા સીવાય, અમલમાં મુકવામાં આવ્યો હતો.

હવે ઉપડવાને ફકત અર્ધો કલાક રહેલો હોવાથી બધાંને મળવા ભેટવા મંડી ગયાં. ભોજ રાજા તથા રાણી માતા, એકાએક હમોને વળગી પડી ચુમીઓ ઉપર ચુમીઓ લેવા લાગયાં અને જ્યારે હમારી જુદાઇ નહિંજ તામોશ થઇ શકાઇ, ત્યારે ધસાધસ રડી પડયા, જે જોઇ સઘળાં લોકો પણ કોરસમા સાથે રડવા લાગયા, જે દેખાવ જોતા હમારાં અંતઃકરણ પણ પીગળી ગયાં અને હમો લોકોએ પણ સાથે સાથે એ લોકને રડવામાં કંપની આપી. ગરીબ બીચારા મારા બપાઇ! એવણ તો બોર બોર જેવાં આંસું પાડતા મને ખેંચી રાખી રડતાં રડતાં બોલ્યા, "અરે ખોદાય, હવે હું શું કરશ! મંચા બાવા, અંતે તું જુદઇ કરી ચાલી જાયજ, નહિ! હું તો તારા વગર અહિં બધી ઝુરી જવશ, વાસ્તે મારે ખાતર એક થોડા દિવસ અહિં રહીં પડ, નહિંતો કે મને તારી સાથે લેતો જા, મરૂં!"

એમ બોલી ડોસાંએ તો મારા હાથ મજબુત પકડી રાખ્યા, પણ ગળે લાગી એવણનો બરડો હેતથી પસવારતાં કહ્યું, "ના રડો, રે મારાં બપઇ, ખુદા ખાતર ના રડો! તમોને રડતાં જોઇ મારાં કલેજાં કપાઇ જાયછ જો! જીવનીજી, હાલ તુરત મને તથા મારા મીત્રોને જેમ તેમ આંઠ દીવસની રજા મળેલી, અને પરમ દિવસે તો હમુંને કામે લાગી જવાનું છે, માટે હમણાં તો હમે જાએછ, અને તમોને ખાત્રી આપાએછ કે મોડે વહેલે હમો ચોકકસ તમો તરફ પાછા આવશું, અને જાથુકનાં તમો આગલજ રહીશું, માટે હમણાં તો હમોને જવાની રજા આપો."

અમારા બોલવાની બપાઇ ઉપર ઘટતી અસર થઇ, અને બધા ફરેસ્તાઓ તથા ત્યાંના રહીશોની રડારોળ તથા ચીચયારીઓ વચ્ચે એરોપ્લેનોમા બેસી હમો મુંબઇ આવવા ત્યાંથી રવાના થયા, પણ મન તો એવું તપુ તપુ થવા લાગ્યું કે જો મારી ઓફીસમાંથી રજા મળતી હોય તો દર વીક-બહેસ્તની મુસાફરી કરી ત્યાં પરીપરીયાંઓ સાથે દીલ ભેળાવી અમનચમન કરી પાછું મારે વતન ફરી કામ ધંધે લાગી જતે!

## મુંબઇની વળતી મુસાફરી.

હમારી વળતી મુસાફરી વખતે પણ હમોને ઘણી હાડમારી ખમવી પડી. બદી હોજગરને ઘધરીને તાપ ચઢી આવી, ધનજી ઘોભાને સખત સળેખમ થઇ આવયો પાહલી પેંગાની બોચી અડી ગઇ, મારૂં ગળું સરદીથી ચપટાઇ ગયું અને માકુ માકિનીકને પગે રૂમેતીઝમ લાગું પડયું. આય બધાનું કારણ કંઇજ નહીં પણ હવા ફેર બદલ થઇ જવાનું હતું. જેમ તેમ અકરવકરે અને મુશકેલીઓ વચ્ચે બે દીવસ પસાર કીધા, અને ત્રીજે દીવસ સહવારના એકાએક તોફાન થઇ આવ્વાથી હમારા હવાઇ બારકસો તેના સપાટામાં આવી જવાથી ગોલાંટપર ગોલાંટ ખાવા લાગયાં. પણ સારે નસીબે કોઇને પણ જીવલેણ અકસમાત નડયો નહીં, જે માટે હમો ખુદાના શુકાના કરવા લાગયા.

બરોબર ૧ વાગે અમો મુંબઇના 'આઝાદ મેદાન'માં કે જ્યાંથી અમો ઉપડયા હતા ત્યાં આવી પુગયા. વીમાનમાંથી ઉતરતાંની સાથ અમોને ૩૧ તોપનું શાહી માન મલ્યું, અને બધાને મલતાં ભેટતાં લગભગ કલાક નીકલી ગયો અને તુરત મેં હીજાને બોલાવી અમો



પાછા મુંબઇ તદન સહીસલામત આવી પહોંચયા તેની ખુશાલીમાં સાચી ચઢાવવાનો હુકમ કીધો. આખું મેદાન નામાંકીત નરો તથા મુંબઇનાં રહીશોથી ખીચોખીચ ભરાઇ ગયું હતું, અને ખુશાલીના પોકારો વચ્ચે અમોને એક મોટા શામયાનામાં ઉભા કીધેલા પ્લેટફોર્મપર બેસાડવામાં આવ્યા, કે તુરત મુંબઇના મેયરે અમોને એક કાસકેટ એનાયત કરતાં એક ટુંકું માનપત્ર વાચી સંભળાવ્યું—

## માનપત્ર.

## ઘણું જીવો બહાદુર પારસી વીરલાઓ!

"હેરબાન શુરવીર શેઠયાઓ—

જત તમો મહેરબાનોને તમારા દેશમાં પાછા સહીસલામત આવી પોંહચવા માટે ટોપલા ભરી મુબારકબાદી આપીએ છીએ. ખરેખર આ તૃમોએ માંથે ઉઠાવેલો સાહસ દીલ પીગળાવનારો,

ધરતી ધ્રુજાવનારો, પારસી કોમને મગરૂર બનાવનારો હતો, અને જયારે તમો આ મેદાનમાંથી તમારી મીનોઇ જેહાનની મુસાફરીએ ઉપડયા, ત્યારે હમોને સ્વપ્ને પણ ખ્યાલ નહીં હતો કે તમો આ બીકટ મુસાફરી પુરી કરી અમોને પાછા જીવતા જાગતા આવીને મલશો, પણ અંતે તમો તમારી મુરાદ બર લાવવાને ફતેહ પામ્યા છો, તે માટે તમોને ધન્યવાદ ઘટે છે. શેઠયાઓ, એટલું તો ખાત્રીથી માનજો કે તમારા આ બીકટ સાહસ માટે માત્ર હીંદુસ્તાનનાંજ નહી, પણ આખી દુન્યાના ઇતીહાસમાં તમારાં નામો હંમેશના સોનેરી અક્ષરે કોતરાઇ રેહેશે. હમો સારી રીતે જાણીએ છીએ કે તમો સાહેબો ઘણાજ રોકાણવાળા આસામીઓ છો, માટે તમારો કીંમતી વખત બરબાદ નહીં કરતાં, મારી બેઠક લેવા પુહેલાં હું તમો શુરવીર શેઠયાઓને અરજ કરૂં છું કે તમો મહેરબાનો તમારી મુસાફરીનો રસીલો હેવાલ અમો આગળ રજુ કરી અમોને ઉપકારી કરશો, અને સેવટે એવી દુવા ગુજારૂ છું કે તે કીરતાર ચંદરોજમાં તમોને તમારી બીજી અને છેલ્લી મીનોઇ જેહાનની મુસાફરીમાં પણ મદદ કરે! આમીન! આમીન! આમીન!

ન છુટકે મને આ માયાલુ માનપત્રનો જવાબ વાલવાનો હોવાથી માથું ધવરતો મારી બેઠકપરથી ઉઠયો કે લગભગ ૨૦૦ મીનીટ વેર તાળીઓના અવાજો તથા હુરરેના પોકારો થઇ રહયા અને જયારે પાછું બધું શાંત થયું, કે ધીરે રહીને થોડા શબ્દોમાં મેં પેલા માનપત્રનો નીચે પ્રમાણે જવાબ વાલ્યો—

મુંબઇના માયાળુ માજી મેયર સાહેબ, મુંબઇના તથા સારા હીંદુસ્તાનના રહીશો, બાનુઓ અને ગ્રહસ્થો—

જત–તમો માનવંતોએ આજ રોજે જે ઉપકારની લાગણીઓ દર્શાવી અમોને હરખભર્યો આવકાર આપ્યો છે તે માટે અમો તમારો ખરા અંતઃકરણથી આભાર માન્યે છીએ, અને તમો મુહેરબાનોને પાછા જીવતાજાગતા જોઇ અમોને ઘણોજ આનંદ થયો છે. તમો સારી રીતે જાણો છો કે આ અમારી બહુજ બીકટ અને કલેજાં કોતરી નાંખે તેવી મુસાફરીથી હમોને ઘણીજ થાક

લાગી છે, અને ભુખ્યા ડાંસ જેવા થઇ ગયલા છીએ, વાસ્તે આપણા માનવંત માજી મેયર સાહેબની અરજીના જવાબમાં આ ટકે એટલું જણાવવાની રજા લેઉં છું કે અમારી મુસાફરીનો કરૂણ કીસ્સો તમો મહેરબાનોની રૂબરૂમાં કહેવાને બદલે ખુદ "કાતરીયું ગેપ" વગેરે છાપાઓમાં પ્રગટ કરાવવાનો હમોએ અગાઉથી ઠરાવ કીધો છે, એમ ધારીને કે જો તે હેવાલ તમો આગળ પુર બ્હારમાં મોઢે મોઢું રજુ કરીએ તો હમારી ખાત્રી છે કે તે દીલ પીગળાવનારો હેવાલ તમો સાંભળતાંની સાથ મોંમા આગલાં થાલી ધસાધસ રડી તમારી તબી-યત બગાડશો, અને તે ગઇ ગુજરીઓ પાછી તાજી થતાં હમારી આંખ્યોમા પણ આસુંઓ ભરાઇ આવશે, વાસ્તે અમો અમારા આગલા ઠરાવને મજબુત વળગી રહી અમારી આવી બેપરવાઇ માટે તમો મહેરબાનોની દરગુજર ચાહીએ છીએ. ફરી એકવાર મારા તથા મારા મીત્રો તરફથી તમારો ઉપકાર માની બેઠક લેઉં છું."

ચાલુ તાલીઓના અવાજો વચ્ચે મેં મારી બેઠક લીધી, અને પછી અમોને હારતોરા તથા મુંબઇના રહેવાશીઓ તરફથી લગભગ એક લાખ રૂપીઆની પર્સ એનાયત કરવામાં આવી, જે રકમ અમો પાસે નહીં રાખતા, અર્ધી રકમ અમારી મુસાફરીની યાદગીરીમાં એક મોન્યુમેંટ ઉભું કરવા માટે અને બાકીની રકમ લાયક ધર્મખાતાંઓના વપરાશ માટે ત્યાંની ત્યાં પાછી સ્વાધીન કીધી, અને આવી રીતે અમારી એક બીકટ, રેકર્ડ સમાન મુસાફરીનો આખરે અંત આવ્યો ખરો, જે ફકત એક સ્વપનાને આધીન હતી.



પ્રાકરમ ૫ મું.

---

# ધી લાસ્ટ ડેઝ

ઓફ

# મહાત્મા મંચેરશાહ ઓફ ફણસવાડી.

---

બહેસ્તની મારી મુસાફરીએથી પાછો ફરતાં હું મારો ટપકો લઇ ઓલાં આઝાદ મેદાનમાં પીપલાના ઝાડ નીચે બેસતા લોકોમાં જાણીતા અને માનીતા જોતીષ માહારાજ દુલભચંદ પોકલચંદ (જેણે મારી અસલ જન્મોત્રી બનાવી હતી) તેની પાસે દોડી ગયો અને મારી જન્મોત્રી જોતાં જોતીષ માહારાજ બોલી ઉઠયા—

"મંચેરશાહ, તમારા નસીબમાં વધુ એકાદ બે મુસાફરીઓ લખાયલી છે, જેમાં તમો ઘણી નામના મેલવશો અને રાજા જેવાં બાદશાહી કામો કરશો, તથા તમો ભુલેચુકે ચંદરોજમાં રાજા થઇ બેસશો, એવી આગાહી હું તમારા ગ્રહો ઉપરથી કરી શકું છું."

બીરાદરો મારા! જેટલું આ કાણા જોતીષ માહરાજે મને અત્રે કહયું, તેટલું આયંદે બોલેબોલ ખરૂં પડયું, કારણ કે અસલનો ઇતીહાસ ઉઠલાવતાં માલમ પડશે કે ઇ. સ. પુર્વે લગભગ ૧૮૧૮ (અઢારશો અઢાર) યાને અઢારસોને અઢ્ઢર યા તેની આજુબાજુના સાલમાં હીંદુસ્તાનમાં એક પારસી રાજા રાજ કરતો હતો, જેનું નામ રાજા માકુજી ઓફ ફણસવાડી હતું. ફણસવાડી એક નાનો પણ ફળદ્રુપ મુલક હતો, જે કાઠીયાવાદ અને ગુજરાતની નજદીકમાં આવેલો હતો. તેની વસ્તી લગભગ સાઠ હજાર માણસની હતી, જેમાં પારસી, હીંદુ, મુસ્લીમ તથા પચરંગી કોમો વસતાં હતાં અને સઘળા એકમેકની સાથે હલીમલીને રહેતાં હતાં. રાજા માકુજી પોતે એક ઘણોજ પરોપકારી,

ધર્મી, ઉદ્દાર દીલનો તથા ઇમાનદાર માણસ હતો અને રૈયતને ઘણોજ સારો ઇનસાફ આપતો હતો, જેથી તેઓ એને "રાજા મહાત્મા મંચેરશાહ" કરીને બોલાવતા હતાં.

અસલ વાત એમ છે કે રાજા માકુજી કુંવારો હતો અને મારો સગો કાકો થતો હતો અને પેટે કાંઇ પણ છોકરાં છૈયાં નહી હોવાથી પોતાનું રાજપાટ નફે યા નુકસાનીએ વેચી નાંખી રીટાયર થવા માંગતો હતો. તેથી મને એક ખાનગીમા કાગળ લખી અરજ કીધી કે હવે એ ૬૫ વરસનો બુઢો સતારો થયો હતો અને તબીયત બહુ લડડી જવાથી પોતાનું રાજપાટ તજી દઇ ફારેગ થવા માંગતો હતો અને કોઇ પારકો શખ્સ એનું ફણુસવાડીનું રાજપાટ ખરીદી લે તે કરતાં જો હું પોતેજ એ રાજ્ય ઉપર અમલ ચલાવું તો એ ફણુસવાડીનું રાજ અમારા મદારી કુટુંબમાંજ જાથુકનું સચવાઇ રહે એવું એનું ધારવું હતું.

બનતી ઉતાવલે મેં મારી ધણીયાણી સુનઇને મારી આગલ બોલાવી મંગાવી આ સમાચારથી વાકેફ કીધી કે તુરત તેની છછણી પડી. "અરે પણ તમુને કોઇ પુછે મંચેરશાહ! એમ ચાલ્યા ચાલ્યા રાજા શાના થવા નીકલ્યા? ગુપચુપ આબરૂમાં જ્યાં છેવ ત્યાંજ ગગરી રહેવની! રાજા થઇ ને શું કાંદાની ન્યાત જમાડવાના છેવ? રાજા તો બેવકુફને કહે!"

મેં જોયું કે રાજા તે કંઇ બધાથી થવાયછ, અને આવો ચાન્ચ તે કંઇ પાછો મલવાનો છે, એમ માની તુરત મેં નીચલો અરજંટ તાર મારા કાકા રાજા મહાત્મા માકુજી ઉપર ઠોકયો :-

"Don't worry-your offer accepted—starting immediately.

MUNCHERSHAH MADARI."

હું તુરત મારો સરસામન પેક કરવા મંડી ગયો અને વલતે દીવસે મારા સઘળાં બચ્ચાંઓ ગુજરી જવાને લીધે ફક્કટ મારી ધણીયાણી સુનઇ ઉર્ફે શહેરઆનુને લઇને ફણસવાડી જવા ઉપડી ગયો.

ફણસવાડી પોંહચતાં મારા કાકા માકુજીએ મને ઘણો હરખભર્યો આવકાર આપ્યો અને મને પોતાનું રાજપાટ સોંપી દઇ એવણે સંજાણ તરફ કુચ કીધી.



હીઝ હાઇનેસ રાજા મહાત્મા મંચેરશાહ ઍન્ડ રાણી શેહરબાનુ ઑફ ફણસવાડી.

જે દીવસથી મેં ફણસવાડી રાજ્યની લગામ મારા હાથમાં લીધી, તે દીવસથી સેવક કુલ જહાનમાં રાજા મહાત્મા મંચેરશાહ તેમજ મારી ધણીયાણી સુનઇ રાણી શેહરબાનું ઑફ ફણસવાડીને નામે ઓલખાવા લાગ્યાં. થોડાંક વરસો વેર મેં કાંઇ પણ મુશકેલી વગર મારૂં રાજપાટ સહીસલામત ચલાવ્યું, પણ અંતે મને એક મોટું હરૂતેપાન નડયું.

તે જમશેદી નવરોઝનો બખતાવર દીવસ હતો કે જે દીવસે સેવક, રાણી શેહરબાનુ તથા રાજ્યના માનીતા અમલદારો સાથે મારા મેહેલમાં એક સફરે બપોરનું ખાણું લેવા બેઠો હતો અને સઘળા સાથે બેસી હસી બોલીને પેટની પુજા કરતા હતા, તેવામાં મહેલના પોહરેગીર ફતેહસીંગે એકદમ અંદર ધસી આવી નમન કરી સેવક મહાત્મા મંચેરશાહને ખબર આપી—

"બેઅદબી માફ હય, માહરાજ મંચેરશાહ, કે નાગદેવી કા નવાબ નાદીરખાને એક પેગામચીકુ કુચ રૂકકા સાથ ઇદર ભેજ દીયા હય અને એ પાગલ પેગામચી આપ નામવર કુ મીલ કર હાથો હાથ કુચ પેગામ દેને કુ ચાહતે હય. મગર આપકી રજા હોવે તો એ પાગલ કુ આપ નામવર કી ખીદમતમે હાઝર કરૂં."

**મહાત્મા મંચેરશાહ**—અફસોસ! અફસોસ! આજના નવરોઝના જેવા સબકતે દીવસે એ નવાબ નાદીરખાને વરી શું મોતના સમાચાર મોકલ્યા હોશે! ખચ્ચીત પેલા કહે તેમ જેને માથે તાજ છે તેને જીંદગી ભરની જંજાલજ છે, યાને બીજા શબ્દોમાં કહીએ તો 'uneasy lies the head that wears a crown' એ કેહવત બીલકુલ ખરી છે.

**રાણી શહેરબાનુ**—મારા જાન, મારા રાજવંશી મંચેરશાહ, જરા ધીરા પરો—અમથા ઉશકેરાઇ ના જાવ, નહી તો કાલનો દુકાલ આજે પાડશો. જરા શાંત થાવ, હીંમત છોડી ને ધાસ્તી પકડો.

**મહાત્મા મંચેરશાહ**—ચોબદાર, એ પાગલ પેગામચી કુ મેરી ખીદમતમે હાઝર કરો.

**ચોપદાર ફતેહસીંગ**—જઇસા હુકમ નામવર.

ચોબદાર ફતેહસીંગ પેલા પેગામચી જમાદાર અસરફખાનને લઇને સેવક મહાત્મા મંચેરશાહ આગલ હાજર થયો અને અસરફખાન વાંકો વલી નમન કરતાં બોલ્યો—

"બેઅદબી માફ હય માહરાજ! મેં નાગદેવીકા નવાબ નાદીરખાનકા લશકરકા જમાદાર હું. મેરા નામ અસરફખાન હય. હમેરા નવાબ નાદીરખાને આપ મહારાજ કુ એક રૂકકા દેને કુ મેરે કુ હુકમ કીયા હય, એ મેં આપ નામવરકી ખીદમતમે હાજર કરતા હું." એમ કહી સેવકને કંઇ કાગળ આપ્યું.

**મહાત્મા મંચેરશાહ**—જમાદાર અસરફખાન, મેં તેરે કુ થોડી દેરસે એ રૂકકા કા જવાબ દેતા હું. ત્યાં સુધી જરા બાજુએ જા કર ખરા રહો.

જમાદાર અસરફખાન—જૈસા આપકા હુકમ, માહરાજ.

સેવકે ધ્રુજતે હાથે અને ખોખરે સાહદે પેલું કાગલ ખોલી મોટેથી વાંચ્યું—

'હવાઇ કીલ્લા'

નાગદેવી, તા. ૧૮મી મારચ, ૧૮૨૦.

પ્યારા દુશમન મહાત્મા મંચેરશાહ,

આજના જમશેદી નવરોઝના શુભ દીવસે ઘણીજ દલગીરી તથા દુઃખ સાથે મારે તુંને લખી જણાવવું પડેછ કે આજ કેટલો વખત થયો આપણી બંને વચ્ચે દુશમનાઇ તથા ખટપટ ચાલે છે, જેનું મુલ કારણ તુંને સારી રીતે રોશન છે કે તારા ફણસવાડી રાજ્યમાં મારા બાપદાદેથી ઉતરી આવેલી મીલકત તથા જમીન તું આજ વરસો થયાં ચાંઉ કરી જઇ જપટ કરી બેઠેલો છે, જે મને પાછી સ્વાધીન કરવા સારૂ આજ કેટલુંક થયું હું તુંને આજીજી કરૂં છું, પણ હજી સુધી તું મને બીલકુલ દાદ આપતો નથી. માટે આ લખી તુંને હું ખુલ્લે ખુલ્લું પરખાવી દેઉં છું કે ૨૪ કલાકમાં જો તું મારા હકની મીલકત તથા જમીન પાછી મને સ્વાધીન નહી કરશે તો હું તારા ઉપર અચબુચ ચઢાઇ લઇ આનસ અને તારો, તારી રૈયત તથા તારાં રાજ્યનો તદન નાશ કરી નાખશ, એ સત્યથી માનજે. હું ધારૂંછ કે હું કેવો ભેજાંનો ફેરાવન માણસ છેઉં તે તુંને જરા પણ માલમ નહીં હોશે, માટે જાણજે કે—

નામ મારૂં નાદીરખાન, હું મેં નાગદેવીકા નવાબ,
જોઇએછ મને આ ચીઠ્ઠીનો ચોવીસ કલાકમા જવાબ,
ભલે આવજે સામો, ધારતો હોય લડવામાં સવાબ,
ભુંજી તારા હાડકાં, ખાઇશ તારા ગોસના કવાબ.

લા૦

તારો જાની દુશમન હેટનો કટકો
**નવાબ નાદીરખાન ઓફ નાગદેવી.**

તા૦ ક૦ — મેહરબાની કરી આ મારી ચીઠીનો મારા પેગામચી સાથે તાકીદે જવાબ મોકલસે તો મોટો ઉપકાર થસે અને પોસ્ટમાં જવાબ મોકલે તો નોટપેડ ટીકીટ મારયા વગરનું કાગળ ના મોકલતો, નહીં તો નકામી મને ચાર છ દોડયાંની ઉઠશે. સમજ્યો કે મંચા?

**મહાત્મા મંચેરશાહ**—(વાંચી રહયા બાદ) મારા રાજયના મોટા ઓધેદારો તથા વફાદાર અમલદારો, આ મારા હેતના કટકા નાગદેવીના નવાબ નાદીરખાને મોકલાવેલા મોતના સમાચાર ઉપરથી આપણા રાજયની તથા રૈયતની સલામતી માટે ઘણોજ અગત્યનો તથા ગંભીર સવાલ ઉભો થાય છે, અને એ કમબખ્ત નવાબે પોતાની ચીઠ્ઠીનો ૨૪ કલાકમા જવાબ માગેલો હોવાથી મારી તમો ભાઇઓને એટલીજ અરજ છે કે આજની આ આપણી ખાણીપાણી બાજુ મુકી સઘળા સાથે મલી આ ગંભીર સવાલ ઉપર વાદવીવાદ ચલાવી છેવટના ઠરાવ ઉપર આવવાનું છે.



માટે મારી દરબારના માનીતા પ્રધાનજી પુનમચંદ, મોહલે મોહલે થાળી પીટાવી ખબર આપો કે ફણસવાડી રાજયની સલામતી માટે ગંભીર સવાલ ઉભો થયલો હોવાથી માહરાજ મંચેરશાહે પોતાના દરબાર રૂમમા અર્ધા કલાકમા એક

emergency meeting બોલાવેલી છે, તેટલા માટે રાજ્યના સઘળા મોટા અમલદારોએ એ નામવરના હુકમને માન આપી સભામાં હાજર રહેવાની જરૂર તસ્દી લેવી, અને જે અમલદારો ગેરહાજર રહેશે, તેઓની સામે કાયદા પ્રમાણે પગલાં લઇ તે લોકનાં ડોકાં છટકાવી દેવામા આવસે. વંદે માતરમ!

ઉપલા હુકમને માન આપી તુરતાતુરત રાજ્યના સઘળા મોટા અમલદારો દરબાર હોલમાં ભેગા મલ્યા કે જ્યાં હું તથા મારી રાણી શેરબાનુ પોતે હાજર થયાં. તુરત મેં નવાબ નાદીરખાન ઓફ નાગદેવી કે જેનું રાજ ગણુદેવીથી થોડે છેટે આવેલું હતું, તેના તરફથી આવેલા ધમકી ભરેલા સમાચારથી આખી મીજલસને વાકેફ કીધી, અને એ નવાબે ૨૪ કલાકમાં પોતાની ચીઠીનો જવાબ માંગેલો હોવાથી ભેગી મલેલી મીજલસને છુટથી વાદવીવાદ ચલાવી કાંઇ પણ ચોકસ ઠરાવ ઉપર આવવાને તાકીદે હુકમ કીધો.

**પ્રધાનજી પુનમચંદ**—બેઅદબી માફ છે માહરાજ, આજના જમશેદી નવરોઝ જેવા શુભ દીવસે આ દલગીરી ભર્યા સમાચાર સાંભલી આપ નામવર તથા આપણી રૈયત ઘણીજ દલગીર થઇ હશે. પણ હવે વધુ વખત નહીં ગુમાવતા આપ માનવંતના હુકમને તાબે થઇ હું આપણા રાજ્યના વફાદાર સેવકોને આ બાબદપર છુટથી પોતાના વીચારો દરશાવવાને આજીજી કરૂં છું.

**મેજર માકુજી નેરીયોસંગજી**—માનવંત માહરાજ મંચેરશાહ, આ નાગદેવીનો કમજાત નવાબ નાદીરખાન એના મનમાં શું ખાંડ ખાએછ? એ શું એમ સમજેછ કે ખોટી દમદાટી કરશે તેથી આપણે બાયલા બની એને તાબે થઇ જશું? કોઇ કાલે નહીં! માહારાજ, મને હીંમતથી કહેવા દેવ કે—

લડાઇથી કદીએ ડરસે નહીં આ શેર દીલ પારસી બચ્ચો,
કોમ સેવા, દેશ સેવા માટે સદા ઉઠાવશે દાલનો કચ્છો,
(રેસનાં) મયદાને જંગમાં જીપલાવવા જરાએ નથી કચ્ચો,
હમારે સાથે તું સદા જુગજુગ જીવે મહારાજ, સંચો.

મહાત્મા મંચેરશાહ—આફરીન! આફરીન! મારા લશકરના વડા અમલદાર મેજર માકુજી નેરીયોસંગજી, તારા મોહમાંથી નીકલતા વફાદારી તથા હીંમત ભર્યા શબ્દો સાંભલતાં મને ઘણી ખુશાલી ઉત્પન થાય છે. એ નવાબ નાદીરખાન તો કોઇ ચોખ્ખો લેપડુનો ભાઇ ગલેપડુ લાગે છે. એ મારી તથા રાજ્યની સામે તોહમત મુકેછ કે આપણાં રાજ્યમાં ચોકકસ મીલકત તથા જગ્યા એના બાપદાદાની પ્રોપરટી છે, માટે તેનાપર એનો હક છે, તેથી એને ગુપચુપ સ્વાધીન કરી દેવી. વાહ! શું દીકરો મારો મજાની તરમ થી જેવી વાત લાયોછ! પણ એને ખબર નહીં હશે કે—

હરામકા ખાના ઔર ફુટપાઠ પર સોના,
મહમબારકા ખાના ઔર અગીયારી મે સોના,
ઉધાર પાવલી લઇ દાવ અજમાવવા છક્કા પંજાના,
એ સઘલાં કામો નથી આ સેવક મંચાના.

માટે સેવટની મારી એજ ઇચ્છા છે જે, મારા શુરા દેશબંધુઓ, તમો એ ખાંડ ખાતા નાદીરખાન સાંમે થઇ આપણા રાજ્ય તથા રૈયતના હીત માટે બાથોબાથ લડત ચલાવી ફતેહના ડંકા વજડાવશો.

કરનલ કાવસજી કોપરબાસ—નામવર બાદશાહ—

નેવર માઇન્ડ, એ નાદાન નાદીરખાન લડને કુ આવે,
પાંચ કે પચાસ હજારનું લશકર લઇ ચઢાઇ લાવે.
કરી નાખે ઠાર તેઓને જો આ બંદો તલવાર ગુમાવે,
ભલે એ મીયાંજી પોતાના મનમાં ગમે તે ખાંડ ખાવે.

કમાનદર શેહરખાન—એઅદબી માફ છે મહારાજ, પણ આપણી રૈયતના ભલા તથા સલામતી ખાતર લડાઇ કરી જાનમાલનો નાશ થવા દેવા કરતાં એ નવાબને ગુપચુપ એની મીલકત સ્વાધીન કરવી એમાંજ શોભા સમાયલી છે એમ હું ધારું છું. પછી તો જી જેવી તમારી મરજી જી.

**મહાત્મા મંચેરશાહ**—(ઉસકેરાઇને).—નહીં ! નહીં ! કોઇ કાલેખી એ
બનસે નહીં, રાજ જશે, તાજ જશે, ભલે જશે જાનમાલ,
પણ મંચેરશાહ માહરાજ થશે તાબે નહીં કોઇ કાલ.

**રાણી શાહેરબાનું**—ખમા! ખમા! મારા પરમપ્રીય રાજવંશી ભરથાર ખમા ! ખુદા ખાતર તમો જી ભરૂં એટલા ઉશકેરાહ ના જાવ, નહીં તો નધારેલી તમારી તબીઅત બગાડસો. મેં તમો ડીઅરને કેટલી વખત કાલાવાલા કરીને કહ્યું કે ખુદા ખાતર તખતપર બેસી રાજ ચલાવવાની જંજાલ છોડી કલીયરન્સ સેલનું પતેતી ટાંકણે તખતપર પાટયું મારી દેવ, નહીં તો પેલા ચોરબજારના જાણીતા લીલાઉવાલા તૈયબઅલીને સોંપી દઇ તમારા રાજ્યનું લીલાંઉ કરાવી નાખો, અથવા તો આગ ઉપર પાગડીના રૂપીઆ લઇ જેમ જાય તેમ નફે કે નુકસાનીએ રાજપાટની એ બલાને વેચી સાતી નાખી આં ઘરડેઘડપણ બે ઘડી આરામ લેવા retire થઇ જાવ. પણ તમો વાહલા મારૂં બીલકુલ માનતા કે સાંભલતા નથી. શા માટે આ બધી જંજાલી જોઇએ ? તમો મરૂં જીવીજીવીને હવે કેટલાં વરસ જીવવાના અને સાથે છાતીએ બાંધીને શું લઇ જવાના છેવ ? માટે હજીબી મારૂં કહ્યું માની અસહકાર અને સત્યાગ્રહ કરી એ મુવા નાદીરખાનને આપણું આ નાદારીની હાલતમાં આવી ગયલું રાજપાત સોંપી દેવ, કે આપણા બધા માંગનારા એનીજ ઉપર તુટી પડે.

**મહાત્મા મંચેરશાહ**—નહીં, રાણી શેહરબાનું, તું આવું બોલી મારો ગુસ્સો ના ઉકલાવ. એ વાત કોઇ દાહડો બનસે નહીં. જો સાંભલ—

સુર્ય હલે, ચંદ્ર હલે, હલે ધરતી આકાશ,
જીંદગીભર ભુખો મરે, પણ વાઘ ખાય નહીં ઘાસ.

માટે મારા બાહદુર વીરલાઓ, અત્રે હું એટલુંજ કહેવા માંગું છું કે હાલતુરત પેલા પેગામચી અસરફખાન સાથે એના નવાબ નાદીરખાનને એટલુંજ કેહવડાવ્યે કે હાલ તુરત

તારી ચાહીનો જવાબ આપી શકતા નથી, પણ થોડા વખતમાં તારા રૂકકાનો જે તે જવાબ તારી ઉપર હાથોહાથ મોકલાવી આપવાનું વચન આપયેછ, તે માટે અમોને દરગુજર કરજે. કેમ દેશબંધુઓ, તમારૂં શું મત છે?

**સઘળા સાથે**—માહરાજ, હમો તમારા મતને બીલકુલ મળતા છૈયે.

**મહાત્મા મંચેરશાહ**—ત્યારે પ્રધાનજી, ઓલા પેગામચી અસરફખાન ને મારી ખીદમતમાં હાજર થવાને હુકમ કરો.

**પ્રધાનજી**—જેવો તમારો હુકમ. જો આજ્ઞા માહરાજ.

પેગામચી અસરફખાન માહરાજ મંચેરશાહના હુકમને માન આપી ફરી દરબારમાં દાખલ થઇ સેવક મંચેરશાહને નમન કરે છે.

**પેગામચી અસરફખાન**—(દાખલ થતાં) કેમ નામવર, આપનો શું જવાબ છે?

**મહાત્મા મંચેરશાહ**—મીયાજી અસરફખાન, જઇને મારા તરફથી તારા નવાબને કેહજે કે અય તુમાખી નવાબ—

દમદાટી છોડી દે તારી, ના રાખ ભેજામાં બીલકુલ ફાંકો,
નહી તો જાણજે બચ્ચાજી કે હું છું તારો ડુપલીકેટ કાકો,
યાદ રાખજે કે મને મારવાં જતાં તુંજ ઘડી કરી જશે ટાકો,
આય તું એમ કાંય કરેછ, શું તારો દીવસ ફરયો છે વાંકો.

**મેજર માકુજી**—અને મારા તરફથી તારા નવાબ નાદીરખાનને કેહજે કે—

વેચ ના વેચ ના નાદીરખાન તારા વરસ,
લડવામા છૈયે હમો તારાથી સરસ,
હાડકાં પાંસરા તારાની ખીમો ખોટી કરસું,
ને નસીબને તાબે થઇ સુખેથી મરસું.

**અસરફખાન**—બાત ખુબ બનાએ આલી. ઔર કુચ ફરમાશ નામવર?

**મહાત્મા મંચેરશાહ**—કેમ કમબખત, તું ફરમાશ ને કુમાસ શાનો કરવા ઉભો! મારે તારા નવાબ નાદીરખાનને એટલીજ સલાહ દેવી છે કે મારા અને એના રાજ્ય તથા રૈયતની સલામતી

ખાતર બનતાં લગી લડાઇ કરવી નહીં, પણ તે છતાં એના ભેજાંમાં રાઇ હોય તો ભલે મારી સામે આવી જાય. હમે ચાહે પાણી પીને તૈયાર છીયે.

**અસરફખાન**—અરે માહરાજ, એમાં તમે નવું તે શું કહયું!
દમદાટી મારામારી ને કાપાકાપી કરવી એ તો રાજાઓકા ધર્મ હય,
માટે તમો બેઉ જણા લડી વઢી મરો તો હમે કયા શરમ હય?

**મહાત્મા મંચેરશાહ**—ભુલેછ! ભુલેછ? મીયાં અસરફખાન, તું ભુલેછ! માટે એ મીયાંજી તારા નવાબ નાદીરખાનને કેહજે કે—
નથી તારી કે મારી વચ્ચે કાંઇ પણ સગાઇ,
નથી થતો તું મારો કે મારા બાપનો જમાઇ,
જગત જાણેછ કે છે તું એક જબરો ઘાટકી કસાઇ,
હાર થસે તારી એમાં છે નહીં જરા પણ નવાઇ.

**અસરફખાન**—બેઅદબી માફ છે માહરાજ, પણ મારે ખુલ્લે ખુલ્લું જણાવવું જોઇએ કે—
નામ મારૂં અસરફખાન મવાલીઓનો સરદાર છું,
જહાન ઓલખેચ કે હું એક જબરો દગાબાઝ છું.

**મહાત્મા મંચેરશાહ**—ચુપ! ચુપ! એ હરામખોર દગલબાઝ કુતરા, એકદમ ચુપ થા. એ તું કોણની સામે બોલવાની સરકસી કરેછ?
તાકાત છે તારી એ કમબખત અસરફખાન મારી સામે થવા,
ઉભો નહીં રહેશે જાજે વાર આય ધર્તીપર ખાવા પીવા,
માકુજી, કહો એ બુબખને અહીંથી એકદમ ચાલી જવા,
નહીં તો કરશ હું તાબડતોબ એની અહીં ને અહીંજ દવા.

**મેજર માકુજી**—ચુપ! એકદમ મુગો રેહજે અસરફખાન, નહીં તો આય મારી તલવારના એક ઝટકે તારા બદનનાં ચાર ચીરયાંજ કરી નાખશ.

**રાણી શાહેરબાનુ**—
બાજુ થા મુવા અસરફખાન કેઠેના બેસરમ ચોર,
મલસે તુંને હમો તરફથી મોટાં જેવાં છોલેલાં બોર,
દમદાટી ને ચેંચી તારી ખુદાખાતર સદા માટે છોડ,
નહીં તો છટકાવસ ડોકું તારૂં આય તલવારથી તાબડતોડ.

**મહાત્મા મંચેરશાહ**—વારૂં, જા, જઇને તારા નવાબ નાદીરખાનને કહેજે કે મને એનો રૂકકો સહીસલામત મળ્યો છે, જે માટે હું એનો મોટો ઉપકાર માનુંછ, પણ દલગીર છું કે હાલ તુરત એ રૂકકાનો જવાબ આપી શકતો નથી, પણ મારી રઇયત સાથે એ બાબદસર મસલહત ચલાવી મારા special પેગામચી સાથે થોડાજ વખતમાં એ રૂકકાનો વલતો જવાબ એને હાથોહાથ પોંહચાડવામાં આવશે, માટે એને એ બાબદ-સર જરા પણ ફીકર ચીંતા કરવી નહીં.

**અસરફખાન**—જઇસા આપ નામવરકા હુકમ.

(એમ કહી પેલો અસરફખાન દરબાર રૂમ છોડી ત્યાંથી પુર ઝડપે ચાલતો થઇ ગયો.)

**મહાત્મા મંચેરશાહ**—(અસરફખાનના જવા બાદ) મારા બાહદુર વીરલાઓ, હું ધારૂંછ કે તમો સઘળા ભુખા થયા હશો, અને તમારા પેટમાં કકરી પડી હશે. માટે હું આ સભા અત્રે બરખાસ્ત કરૂં છું, અને એક કલાકના વીસામા બાદ પાછી આ સભા ભરી પેલા નવાબ નાદીરખાનના રૂકકાનો જવાબ મોકલવો તથા ભવીશયમાં શું શું પગલાં ભરવાં, તે ઉપર વાદવીવાદ ચલાવવામાં આવશે.

**સઘળા સભાસદો**—કબુલ મંજુર, નામવર.

**મહાત્મા મંચેરશાહ**—ઠીક ત્યારે, ચાલો હાલ તુરત વેળા દરબાર બરખાસ્ત કરો અને પીઠાં તરફ કદમ ધરો.

એક કલાકના વીસામા બાદ સભા પાછી દરબાર રૂમમાં ભેગી મલી, જ્યાં જ્યારે ઘણો ગરમાગરમ વાદવીવાદ ચાલવા લાગયો ત્યારે તે વરચે સેવક બોલી ઉઠયો—

"ઓ મારા રાજ્યના ઝમકતા ઝવાહીરો, હવે તમો છેવટના જે તે ઠરાવ ઉપર આવી જાવ. આપણે નવાબ નાદીરખાન સામે લડવું કે ચુપચુપ ગોદરાં ઓઢી સુઇ જવું?

**મેજર માકુજી**—માહરાજ, હમો એવા ઠરાવ ઉપર આવ્યા છૈયે કે આપણે નવાબ નાદીરખાન સામે લડવું, લડવું ને ફર લડવું, કારણ કે પેલો મરહુમ કવી સવદેશી સેકસપીયર સોલુ સીકંદર કહી ગયોછ કે "પારસી! પારસી! તને (ઘરના ભાકુતો સાથે) લડી મરતાં વાર શી?" એવું આપણું કુદરતી લડાયક ખમીર છે તો આજે એ ખમીરના બનપાઉં ભુજી નાંખવાજ જોઇએ.

**પ્રધાનજી**—પણ માહરાજ, અત્રે હું તમો નામવરનું ધ્યાન ખેંચવાની રજા લેઉં છું કે હાલને કાજ આપણા રાજ્યમાં મેનીનજાઇતીસનો રોગ ચાલે છે, અને રૈયતનો મોટો ભાગ એ દરદથી પટકાઇ પડેલો છે, માટે એવા સંજોગો વચ્ચે મને ધાસ્તી છે કે આપણે દુશમન સામે ઉભા કેમ રહી શકશું?

**કરનલ કોપરબ્રાસ**—બેશીકર રહો પ્રધાનજી પુનમચંદ, એ માટે તમો બેશીકર રહો. ઉભા નહી રહી શકશું તો તે માટે આપણે લડાઇના મેદાનમાં પેલી નવી કેનવાસ ફોલડીંગ ચેર (ખુરશી) સાથે રાખીશું. એ બાબદસર સત્રજો બંદોબસ્ત કરવાનું હું મારે માથે લેઉંછ.

**મહાત્મા મંચેરશાહ**—શાબાશ! કરનલ કાવસજી કોપરબ્રાસ ઉર્ફે આઇસીનગ્રાસ, શાબાશ! તમો મારા બાહદુર વીરલાઓની આવી બાહદુરી, હીંમત તથા રાજ્ય તરફની વફાદારી જોતાં મારી છાતી ખુશાળીથી ચઢાઉ તાડીની માફક ઉભરી આવે છે.

**કરનલ કાવસજી**—એઅદબી માફ છે માહરાજ, મારે તમો નામવર ને એટલી અરજ કરવી છે કે આપણે સઘળા સારી રીતે જાણુયે છીએ કે હાલને કાજ આપણું લશકર ધાસ્તી ખાઇને બીલકુલ અશકત થઇ પડયું છે. માટે એ સંજોગો ધયાનમાં લઇ હું તમો માનવંતને એક સુચના કરૂં છું કે હીંદુસ્તાનમાં વસ્તા સઘલા જરથોસ્તી લડાયક વીર નરોને એ લડાઇની ખબર આપવા "જામે-જમશેદ," "કાતરયું-ગેપ" વગેરે પેપરોમાં એક જાહેર ખબર અને થાંભલાપર પોસતરો મારવા.જોઇએ કે—

"જોઇએ છે! જોઇએ છે! ફણસવાડીના માનવંત પારસી માહરાજા મહાત્મા મંચેરશાહને એના દુશમન નાગદેવીના નવાબ નાદીરખાન સામે લડવા હીંદુસ્તાનમાં વસ્તા બાહદુર પારસી વીરલાઓની ઘરખમ ઉધાર મદદ જોઇએ છે. માટે જે લોકો લડવા તૈયાર હોય તે લોકોએ તુરત ફણસવાડી ઉપડી આવવું. આશા રાખવામાં આવે છે કે સઘળા બાહદુર જરથોસ્તી બસ્તેકુસ્તીયાનો પોતાના જાતભાઇ પારસી માહરાજાના બચાવ ખાતર સેંકડો તો શું પણ હજારોની સંખ્યામાં (ડુંગરવાડી-પરથી) ઉતરી પડશે.

અગત્યની નોંધ—જે બાહદુર જરથોસ્તીઓ લડાઇમાં મારયા જશે, તે લોકનાં કુટુંબનું ભરણપોશણ કરવાની માહરાજ મંચેરશાહ જોખમદારી પોતાને માથે ઉપાડી લેય છે. વાસ્તે બાહદુર જરથોસ્તીઓ, વેકો! ઉઠો! જાગો! અને એકદમ ફણસવાડી તરફ કુચ કરો."

**કરનલ કાવસજી**—મારી ચોકકસ ખાત્રી છે નામવર કે એ યાદીને માન આપી હજારો બહાદુર જરથોસ્તીઓ આપ માનવંતને મદદ કરવા મારતી ગાડીએ દોડી આવશે.

**મહાત્મા મંચેરશાહ**—હા, પણ ગાડી ભાડાં કોણ આપશે! પંચાયત કે? ચાલો કઇ નહી, જોઇશું. એ વાત પછી થઇ રહેશે. મગર કાવસજીબા, એ વાતથી મારા જીગર ઉપર ઉંડી અસર થઇ છે. પણ આ બાબદસર પહેલ્લે મારે અત્રે ભેગા મલેલા આપણા રાજયના અમલદારોનું મત જાણવું જોઇએ.

**અમલદારો સઘળા સાથે**—માહરાજ, હમો કરનલ કાવસજીની સુચનાને હમારા તરફથી ચવલી બાંધુનો મજબુત ટેકો આપીએ છીએ.

**મહાત્મા મંચેરશાહ**—ત્યારે મારા વફાદાર પ્રધાનજી પુનમચંદ, તમો કરનલ કાવસજીની સુચના મુજબ પારસી છાપાઓમાં ઉપલી યાદી પ્રગટ કરાવવા માટે સઘળો બંદોબસ્ત કરો. પણ

મારા શુરા દેશબંધુઓ, પેલા સુજી નવાબ નાદીરખાનને એના રૂકકાનો જવાબ આપવાની ફરજ આપણે માથે રહેલી હોવાથી, તે રૂકકાના જવાબમાં મેં એક ખરડો તૈયાર કીધેલો છે, તે હું અત્રે તમો આગળ રજુ કરૂં છું—

'મદારી માહલ,'

ફણસવાડી, તા. ૨૪ મી મારચ ૧૮૨૦.

હીઝ (સાત ધૂટ) હાઇનેસ નવાબ નાદીરખાન ઓફ નાગદેવી,

હવાઇ કીલ્લા (પાણીની ભીંટની પછવાડે),

નાગદેવી.

જત—આપ નામવરનો દમદાટી તથા ધમકીનો રૂકકો મને મળ્યો છે, જે વાંચી મને ઘણીજ દલગીરી તથા ગુસ્સો ઉત્પન્ન થયો છે. પણ બચ્ચા નાદીરખાન, તું મને કંઇ બોચ્યું ફોચ્યું સમજેછ શું કે હું તને ગુપચુપ તાબે થઇ જાઉં? અરે મીયાં તું ભુલ કરેછ, પણ જરા સાંભલી લે કે—

સમજના નહીં અમ પારસી લોકકુ પોચી માટીકા,
જો દરકાર કરે તેરી અઇસી સુક્કી દમ દાટીકા,
એક પારસી બચ્ચે કુસતાને મેં લેતે હો તુંમ મજાહ,
પણ, માલમ છે તુંને એની તને શું મલશે સજા,
લડાઇ કરને કું મેરી રૈયતને દીયા હય મેરેકુ રજા,
ફફડાવસું તારા મહેલ ઉપર હમારી કોંગ્રેસની ધજા.

બચ્ચા નાદીરખાન, તારા રૂકકાના જવાબમાં અત્રે હું તુંને ખુલ્લે ખુલ્લું જણાવી દેઉંછ કે મેં અને મારી રૈયતે તારૂં Challenge ઉપાડી લીધું છે અને અમો તારી સામે લડવા તૈયાર છીએ. પણ તુંને હમો એટલી અરજ કરયે છીયે કે હાલને કાજ હમારા રાજયમાં મેનીનજાઇટીસનો રોગ મોટા પ્રમાણમાં ફાટી નીકલેલો છે અને રૈયત નો મોટો ભાગ એ દરદથી પીડાતો હોવાને લીધે તારી સામે લડવા અશક્ત છે, માટે તુંને હમો એટલી આજીજી કરીએછ, કે મેહરબાની

ફરી એકાદ મહીના પછી તું હમોપર ચઢાઇ લઇ આવસે તો હમો તારો મોટો આભાર માનસું અને અવારનવાર નાટક સીનેમાની ખોદાબખસ પાસ મોકલતા રહીશું.

લી. તારો માનીતો દુશમન,

**મહાત્મા મંચેરશાહ ઓફ ફ્ણસવાડી.**

આ ઉપલા ખરડાને સભામાં એકઠા મલેલા સઘળા અમલદારો નો પુરતો ટેકો મલવાથી મેં મારા special પેગામચી મીયા અજમલખાન પાસે તે તાકીદે નવાબ નાદીરખાન ઉપર મોકલી આપવાને પ્રધાનજીને હુકમ કીધો, અને લડાઇ સારૂ બધો બંદોબસ્ત કરવા માટે તાકીદ કીધી.

જોતજોતામાં ૧૫ દીવસ નીકલી ગયા, અને તે દરમયાન મારી પેપરોમાં છપાયલી યાદીને માન આપી મુંબઇ, સુરત, ઉદવાડા, નવસારી તથા બીજા અનેક ગામો તથા શેહરોમાંથી શુરા જરથોસ્તી બસ્તેકુસ્તીયાનો હજારોની સંખ્યામાં મારા રાજ્ય તરફથી લડવા સારૂ જે પણ હાથમાં હથયારો આવ્યા તે લઇ ફ્ણસવાડી ઉતરી આવ્યા, અને આખું રાજ્ય બહાદુર જરથોસ્તીઓથી ગાજીવાજી રહયું. મેજર માકુજીએ આ બહાદુર પારસીઓને થોડીક મીલીટરી ત્રેનીંગ આપી હુશયાર કીધા, અને સઘળાઓ પેલો ફીફરેલ નવાબ ફ્ણસવાડી રાજ્ય ઉપર કયારે ચઢાઇ લાવશે, તેની રાહ જોતા બેઠા.

એમ કરતાં બીજા ૧૫ દીવસ પસાર થઇ ગયા અને તે પછીના વલતે દીવસે સહવારે જ્યારે હું મારા મહેલમાં બેસી દુવના પફ ખાતો હતો ત્યારે "મારો! કાપો! ઇનકલાબ ઝીંદાબાદ! નવાબ નાદીરખાન કી જયના!" પોકારો મારા કાન ઉપર પડયા, કે તુરત આંખ ઉપર દુરબીન ધરીને જોયું તો લોકોનું એક જબરદસ્ત મોટું ટોળું મહેલ તરફ પોતાનો રસ્તો કાપતું હતું, જે ઉપરથી મારી ખાત્રી થઇ કે નવાબ નાદીરખાન પોતાના લશકર સાથે ફ્ણસવાડી રાજ્ય ઉપર ચઢાઇ લાવ્યો હતો, તેથી તુરત મેજર માકુજીને બ્યુગલ ફુંકી મારા

બહાદુર સીપાહીઓને લડાઈ માટે તૈયાર થઈ મહેલ આગલ ભેગા થવાને હુકમ કીધો.

જેવો નવાબ નાદીરખાન મહેલ નજદીક આવી પોહચ્યો, કે તુરત સેવક તેને આવકાર આપવા બાહર પડ્યો અને નવાબ નાદીરખાનને બનતાં લગી લડાઈ નહીં કરવાને સમજાવ્યો, પણ નવાબ નાદીરખાન એકનો બે થયો નહીં. ત્યારે ગુસ્સાના આવેશમાં આવી જઈ સેવક પુકારી ઉઠ્યો—

નીરદોસના લોહીથી ખરડાસે નાદીરખાન તારા પાપી હાથ,
બાકોબાદ લડસે મારા શુરા સીપાહીઓ તારી સાથ.
લોહીના ખાબોચ્યાંથી બનસે આખું શહેર સ્મશાન બાથ,
જે જોઈ તું કેહસે, અરરરર આ શું થઈ ગયું રે! મારા દીનાનાથ.

**નાદીરખાન**—ચલ, ચલ, ઓ હરામખોર પારસા, એ સબ જબાંદરાઝી તું કીસકે સાથ કરતા હય. અરે તુંજે માલુમ હય—
નવાબ હું મય નામદેવીસ, નામ હય મેરા નાદીરખાન,
ઓ પારસીના બુઆછ મંચી, કાઢી નાખસ તારો કબરસ્તાન.
દો દીન ઔર જીના ચાહતા હય તો લે ચલાસે રૂખસદે ખાનદાન,
નાબુદ કરે દાલુગા તેરા સકા, મામા બુઢ, બાસાકા ખાનદાન.

**મહાત્મા મંચેરશાહ**—બસ! બસ! સાંયાજી, હવે ઘણું અંતેરૂં થયું છે! જો એમજ છે તો બસ્યાજી આવી જા આઝાદ મેદાનમાં.

(કપાકરેંજુસર મેચ રમવા).

એકાએક બંને બાજુનું લશ્કર એકમેકના ઉપર તુટી પડ્યું, અને લડતાં લડતાં સઘળા નજદીકના એક મંજબુત કીલ્લા તરફ ગયા, કે જ્યાં એક ઘાતુંજ ખુનખાર લડાઈ શરૂ થઈ, અને આખો કીલ્લો ઘાયલ થયલા તેમજ જાનથી મારવા ગયલા સીપાઈઓના લોહીથી ભરાઈ ગયો, જે દેખાવ જોઈ અનીસાબાદીકીનો જાહેર કીધું કે તાનસાનો તલાવ ઉભરાઈ જાય છે. નવાબ નાદીરખાન તથા સેવક એક બાજુ ઉભા રહી આ છાતી ફાડી નાખનારા દેખાવો નવવાર બાજુએ રહી

ઘણીજ ગંભીરતાથી નીહાલતા હતા, અને જયારે મારાથી આ કરપીણ દેખાવ નહીં જોવાઇ શકાયો, ત્યારે નવાબ નાદીરખાન આગળ જઇ તેને નરમાસથી કહયું, "નવાબ નાદીરખાન, અત્રે આ મારામારી અને કાપાકાપી નીહાલવા પછી હું તુંને એટલી અરજ કરૂં છું કે આપણો બંને વચ્ચેની ખટપટ તથા હુજ્જતને લીધે નકામા આ બીચારા ગરીબ નીરદોસ સીપાઇઓ જાનથી મારયા જાય છે, અને એ લડાઇ વધુવાર આગલ નહીં ચાલે તેટલા માટે અને આ બાબદનો છેવટનો લટકાફટકો કરવા માટે હું તુંને મારી સાથે તલવારબાજી ખેલવાને ખુલ્લી challenge કરૂં છું, અને આશા રાખું છું કે આપણી રૈયતનાં ભલાં ખાતર તું આ મારી ચેલેંજ ઉપાડી લેશે."

આ સાંભલી નવાબ નાદીરખાન બોલી ઉઠયો, "એ સત્યવાદી અમદાવાદી, ફણસવાદીકો રાજા મહાત્મા મંચેરશાહ, મારી તથા તારી રૈયત તરફના તારા આવા ચાહ તથા લાગણી માટે હું તુંને મારી રૈયત તથા મારા તરફથી ધન્યવાદ આપું છું, અને તારી સાથે તલવારબાજી ખેલવાની તારી ચેલંજ એક સરતે કબુલ રાખું છું, કે જો આપણે બેઉમાંથી જે એક જણની હાર થાય, ઘાયલ થાય, અથવા જે પણ થાય તો તેને તાબે થઇ રાજપાત તથા સઘળું તજી એકદમ ચાલી જવુ, અને જો તું આ સરત કબુલ રાખતો હોય તો હું તારી સાથે તલવારબાજી ખેલવા તૈયાર થવસ. માટે તારો શું જવાબ છે તે મને અત્રે જણાવ."

તુરત વાયરલેસ મારફતે હું મારા રાજયના અમલદારોને consult કરી ઉપલી સરતે નવાબ નાદીરખાન સાથે તલવારબાજી ખેલવા તૈયાર થયો, કે પછી બ્યુગલ ફુંકી બુમરાણો કરી "ખમા! ખમા! લડાઇ કરનેકા બંધ કરો, સલાહ હો ગઇ હય!" એમ સઘળા સીપાહીઓને વાકેફ કરવામા આવ્યા અને આ સાંભલી સીપાહી બચ્ચાઓએ "મહાત્મા મંચેરશાહકી જય! નવાબ નાદીરખાનકી જય!" કરીને ખુશાલીના પોકારોથી આખું મેદાન ગજાવી મુકયું.



સઘળા સીપાહીઓ ખુશાલીમાં આવી જઇ નવાબ નાદીરખા
તથા મારી આજુબાજુ ફરી વલ્યા કે તુરત નવાબ નાદીરખા
તથા સેવકે પેચ ચઢાવી તલવારબાજી ખેલવાનું શરૂ કીધું.

**મહાત્મા મંચેરશાહ**—ચાલ આવી જાવ મીયાજી મારા સપાટામાં.

**નવાબ નાદીરખાન**—ચલ એ છોકરી, તું યહાં કીસકો ડરાતા હય

**મહાત્મા મંચેરશાહ**—આવ તારૂં માથું તલવારના એકજ ફટકાથ
પતંગની માફક ઉડારી મુકું.

**નવાબ નાદીરખાન**—આવ તારૂં ભેજું કાઢી કટલેશ કરી ખાઇ જાવુ

**મહાત્મા મંચેરશાહ**—આવ તારા પગ ને મુંડી કાપી ખર
મુંડીનો રસ કરી પી જાવું.

**નવાબ નાદીરખાન**—આવ તારૂં કલેજું કાપું કલેજી ગુરદ
ભાજીમાં પકાવી ચાવી જાવું.

એવામાં લડતાં લડતાં નવાબ નાદીરખાનના હાથમાંથી તલવ
ગબડી પડતાં નવાબ નાદીરખાને શુઇ! શુઇ! કરીને બુમ પાડી.

**મહાત્મા મંચેરશાહ**—અરે શુઇબી નહીં ને ફુઇબી નહીં! પ
વારૂં જા, મારૂં કયાની લોહી બતાવી આપું છું.

એમ કહી મેં મારા હાથમાંથી તલવાર ફેંકી દીધી અને અમે બંને જણા હાથોહાથ ધક્કામુક્કી તથા લાતાલાતી ઉપર આવી ગયા.

**નવાબ નાદીરખાન**—લેએ લેએ લેએ.

**મહાત્મા મંચેરશાહ**—દેએ દેએ દેએ.

**નવાબ નાદીરખાન**—ક્યુ ઓર કુછ ચાહીયે?

**મહાત્મા મંચેરશાહ**—હાં હાં રવરાજ ચાહીયે?

**નવાબ નાદીરખાન**—"જબી લેવ એ પેટમે."

એમ બોલી નાદીરખાને સેવકને પેટમાં મકકમ લાત મારી અને જમીન ઉપર ચત્તોપાટ પડતાં મેં નાદીરખાનને કહયું—

"લાગીછ દુખવા કમ્મર મારી, આંખે આવે છે તમ્મર,
બે હાથ જોડી કહુંછ કે મીંયા ખુદા ખાતર બસ કર.
હાથો મારા ચવરેછ ઘણા, થાયેછ મને અકરવકર,
વખત આવવે મીંયાજી તારી લેવસ બરાબર ખબર.

**નવાબ નાદીરખાન**—જા, જા, ઉહલુ તેં ખબર લીધી. હવે આવતે ભવ ખબર લે જે! કયું જમાદાર અસરફખાન, કઇસી બજાઇ?

**જમાદાર અસરફખાન**—બોત અછછી બજાઇ, નામવર, બોત અછછી બજાઇ, વાહુવાજી વાહુવા.

**મહાત્મા મંચેરશાહ**—ચુપ! ચુપ! ઓ હરામખોર બાયલા નાદીરખાન, તેં પેટમાં મુકકી મારી તેમાં તેં શું હુશયારી મારી?

**નવાબ નાદીરખાન**—અરે ઓ હજામરા મંચેરશાહ, પડયો પડયો હજુ ચેંચી કરેછ. આબરૂમાં મુગો મર નહીં તો તારો જીવ લેવસ.

**મહાત્મા મંચેરશાહ**—અફસોસ! ફણસવાડીના માહરાજા મહાત્મા મંચેરશાહ, આય તારી શી દશા! અફસોસ! અફસોસ! અરેરે, જે એક વખત સોનાના તખત ઉપર બેસી ૦૦૦૦૦૦૦૪ આદમીઓ ઉપર હકુમત ચલાવતોતો, જે રાજ ગાદી ઉપર બેસી એકકી વખતે પેટ પસવારીને પાંચ પાંચ શેર દુધ

પીતો'તો, તે બીચારો આજે આ લડાઇના મેદાનમા ઘાયલ થઇ પડયોછ. અફસોસ! અફસોસ!

**પ્રધાનજી**—બેઅદબી માફ છે માહારાજ, પણ હવે વીલાપ કરવો તદન ફોકટ છે. મેં તમો નામવરને ઘણી વખત ના કહયું કે લડાઇ કરવાની માંડી વાલો, પણ તમોએ બીલકુલ માન્યું નહીં. માહારાજ પેલી સંસ્કીટમાં કહેવત છે કે 'અતી લોભમ માહ પાપમ,' તે કહેવત તમોને બરોબર લાગુ પડે છે.

**મહાત્મા મંચેરશાહ**—અરે બાપુ! મને શું ખબર કે હું આવી રીતે પેટમાં મુકકી ખાઇને લડાઇના મેદાનમાં પડસ. ચાલો, જે થયું તે ભલાંને કાજે થયું.

એમ બોલતાં બોલતાં સેવક એકાએક બેશુધ થઇ ગયો અને બધી ગડબડ સડબડ વચ્ચે નવાબ નાદીરખાને, રાણી શેહરબાનુને પોતાની સાથે જવાને હુકમ કીધો.

**નવાબ નાદીરખાન**— ચાલ અય ખુબસુરત ઓરત, હવે તું ચાલ હમારી સાથે, નહીં તો તુંને જોરજુલમથી અહીંથી ઉપાડી જઇસું.

**રાણી શેહરબાનુ**— નહી! નહી! હું મરતાંબી અહીંથી ખસવાની નથી. હું મારા રાજવંશી ભરથાર મંચેરશાહને છોડી, મુવા મગોલ નાદીરખાન, તારી સાથે કદી આવનાર નથી.

**નવાબ નાદીરખાન**—બસ, નહીં! તારે હમો સાથે આવવુંજ પડસે.

**શેહરાં**— (રૂદન કરતાં) ઓ મારા મંચેરશાહ રેએએએએ! એ તમે મને શું દગો દીધો રેએએએએ! મને બીલકુલ લટકાવી મારી રેએએએએ! અરે મારા રાજવંશી મંચેરશાહ, મોહડું બોલો રેએએએએ કંઇ તો બોલો રે એએએએ! એમ શું જુદઇ કરોછ રેએએએએ! હાય! હાય રેએએએએ! ઓ મારા મંચેરશાહ રેએએએએ! ઓ મારા માય રેએએએએ! ઓ! ઓ! ઓ!

**'નવાબ નાદીરખાન**—ચાલરે મંચેરશાહ ફંચેરશાહવાલી! હવે તું ચાલેછ કે નહીં! હવે ઘણું અંતેરં થયું! (જતાં જતાં)

અય સત્યવાદી રાજા મંચેરશાહ ઓફ ફણસવાડી,
પોહચાડસ હવે હું તુંને અહીંથી સીધો ડુંગરવાડી.
વાપરસ તારી નીરાંતે હું રાજગાદી ઓતરગાડી,
તારી ચીમોરની વાડીની હવે હું પીવસ ખજુરાની તાડી.

"નવાબ નાદીરખાન કી જય! ઇંનકલાબ જીંદાબાદ!" ના મોટા પોકારો વચ્ચે નવાબ નાદીરખાન, રાણી શેહરબાનુંને જોરજુલમથી ઉપાડી પોતાના સીપાઇઓ સાથે ત્યાંથી ઝડપથી ચાલતો થયો. જે બાદ સેવકે પાછો પુર શુધ્ધીમાં આવવાથી આજુબાજુ ડોકાં ફેરવી જોવા માંડયું.

**મહાત્મા મંચેરશાહ**— અરે! હું કયાં છું?

**કરનલ કાવસજી**— માહરાજ, એ તો તમો પાંજરાપોળમાં પડેલા છેવ.

**મહાત્મા મંચેરશાહ**—ને મારી મીઠી શરબત જેવી શેહરાં કયાં છે?

**મેજર માકુજી**—માહરાજ, માહરાણી શેહરબાનુંને તો મગોલો જબરજસ્તીથી ઉપાડી ગયાછ.

**મહાત્મા મંચેરશાહ**—હેં! હેં! શું બોલોછ મેજર માકુજી! અરે ઓ મારી મીઠી શેહરાં! તું મને લટકતો મુકી કયાં ચાલી ગઇ? જરા કાંઇ બોલતો ખરી! ઓ પાક પરવરદેગાર, આ મારી શી હાલત! અફસોસ! અફસોસ!

**પ્રધાનજી**—માહરાજ, જરા ઠંડા પરો. દુન્યામાં ચઢતી પડતી તો સર્વની હોય છે. એ તો ખુદરતનો કાયદો છે—

'હાર જીત સબકી હોતી હય,
કીસીકા પતલુન કીસીકી ધોતી હય,
ઇસમે બાત બડી કયા મોટી હય,
શેહરાં કભી હસતી કભી રોતી હય!

**મહાત્મા મંચેરશાહ**—પ્રધાનજી—

જુલાબ લીધા પછી ખાધેલું શું કામનું,
આબરૂ ગઇ પછી જીવેલું શું કામનું—

બસ! બસ! હવે મારૂં તદ્દન આવી બન્યુંછ. પ્રધાનજી પુનમચંદ, મેજર માકુજી, તથા કરનલ કાવસજી કોપરબ્રાસ, હું હવે હીમાલ્ય પર્વત ઉપર જઇને સાધુ બની મારી જીંદગીના છેલ્લા દીવસો ગુજારવા માગુંછ, અને જો મહારાણી શેહરબાનું કોઇ કાપડીયાના સેલમાં અથવા કોઇ સોની દરજીની દુકાને કેઠે તમો લોકને ભુલે ચુકે મલે, તો કેહજો કે મહાત્મા મંચેરશાહ તો હીમાલ્ય પર્વત ઉપર જઇને સાધુ બની ગયાછ. માટે જો એ મને મલવા માંગતી હોય, અથવા એનાં કપડાં લતાના બીલ હોય તો તે માટે ઉધરાણીએ કાપડીયાને હીમાલ્યપર મોકલી આપવાને કેહજો. જોવ સમજો—

રાજા ઉં મેં ફણસવાડીકા, મંચેરશાહ છે મેરા નામ,
બનસે હીમાલ્ય પર્વત હવે પછીનું મારૂં સદા રહેઠાણ.
મલવા આવજો પર્વત ઉપર, પડે જો કુચ મેરા કામ,
ઇનસાફ અને સલાહ માટે, લેવસ નહીં કુચ્છ દામ.

કરનલ કાવસજી—માહરાજ, એ વીસે તમો બેફીકર રહો. પણ ધ્યાન રાખજો માહરાજ, કે જ્યાં સુધી આ પારસી બચ્ચો પેલા કમબખત નવાબ નાદીરખાન ઉપર વેર લેશે નહી, ત્યાં સુધી અન કે પાણીને હાથ લગાડશે નહી. કદાચ વીસકીની બાટલીને હાથ લાગી જાય તો ક્ષમા કરશો, મહારાજ!

મહાત્મા મંચેરશાહ—નહી એમ ના કરતા કરનલ કાવસજી, મારા સમ. તમે એમ અપવાસ ના કરતા, તમો ખાવો પીવો નહીં તોબી લીંબુ અમસથું મોહનામાં મુકજો.

કરનલ કાવસજી—બનસે નહી—કોઇ કાલેબી બનસે નહીં.

મહાત્મા મંચેરશા—અને મેજર માકુજી, તમો પણ મારી સાથે હીમાલ્ય પર્વત ઉપર તપ કરવા ચાલો, કે સુખે દુઃખે મને કામ આવો.

મેજર માકુજી—જેવો તમારો હુકમ નામવર.

મહાત્મા મંચેરશાહ—ત્યારે પ્રધાનજી, કરનલ કાવસજી તથા મારા વફાદાર સીપાહીઓ, હવે અમો હીમાલ્ય પર્વત ઉપર જઇએછ (રડતાં) એ ગમગીનીમાં ગીરફતાર થયલા દોજખી

દુન્યાનાં દુખી પારસી માહરાજા મંચેરશાહ ઓફ ફણસવાડી, આ તારી શી દશા! અફસોસ! અફસોસ!

**પ્રધાનજી, કરનલ કાવસજી તથા સેપાહીઓ**—અફસોસ! દસે હજાર અફસોસ!

રાજ્યના વફાદાર અમલદારો તથા સીપાહીઓની ભારે દલગીરી વચ્ચે સેવકે તથા મેજર માકુજીએ ત્યાંથી ખરતી લીધી.

હવે પ્રીય વાંચનાર, અત્રે હું તારૂં ધ્યાન હીમાલય પર્વત ઉપર દોરવી લઇ જાઉં છું, તે માટે હું આશા રાખું છું કે તું મને દરગુજર કરશે




(હીમાલ્ય પર્વત ઉપર એક ખુણામાં ઝુપડાની પાસે સાધુના કપડામાં સજ થઇ એક પત્થર ઉપર સેવક મહાત્મા મંચેરશાહ માલા જપતા તથા વીલાપ કરતા બેઠેલા છે, અને પાસે મેજર માકુજી નેરીચોસંગજી પણ માથે હાથ દઇ બળાપો કરતા બેઠેલા જણાય છે).

**મહાત્મા મંચેરશાહ** - (વીલાપ કરતાં) યા પરવરદેગાર! આ મારી શું હાલત! ઓ ફણસવાડીના એકપુરા કંગાલ પારસી રાજા મહાત્મા મંચેરશાહ, આ તારી શી દશા! અફસોસ! અરેરે જે

એક વખત ફ્રણસવાડી ઉપર રાજ ભોગવતો'તો, તે હમણાં આ પર્વત ઉપર સાધુ બન્યોછ! જે એક વખતે ગાદી તકીએ બેસ્તો'તો, તે આ પત્થર ઉપર બેસેછ અને જે એકકી વખતે બે બે બાટલી બેવડો પીતો'તો, તે હમણાં એક એક પાણીના ગોટ માટે તવલેછ! ઓ ખુદા, તું મારા ઉપર એટલો બધો ખફા કાય છે? અરે ઓ નસીબ, નસીબ, તારી સામે કોણ થનાર છે!—

ભલે હોય રાજા યા ભલે હોય હજામ,
ભલે હોય ધોબી, યા ભલે હોય મોચી,
ભલે હોય પાનસોપારીવાલો, યા ભલે હોય ગંદેરીવાલો,
પણ નસીબ! નસીબ તું સર્વેથી બે ડગલાં આગલજ છે.

**મેજર માકુજી**—હાજી હા, માહરાજ એ નસીબના નખરા આગલ તમારી શેહરાંના નખરાં કોઇ બીસાદમાં નથી.

નામવર, લખ્યા લેખ કદી મીટતા નથી તે વાત બીલકુલ ખરી છે. કેહતી છે કે—

"પુરબ કા રવિ પશ્ચિમે, ગર જો ઉગે પ્રભાત,
લિખા મિટે નહીં નસીબકા, લિખા જો હરિ કે હાથ."

**મહાત્મા બંચેરશાહ**—(રડતાં) અરે મારી મીઠી શરબત જેવી શેહરાં, તું હમણાં કયાં હશે અને શું કરતી હશે, અને આ તારો રાજવંશી અને હાલમાં બેકાર ભરથાર માટે કેવી ટવલટવલ કરતી હશે! (ખુબ રડે છે).

**મેજર માકુજી**—ના રડો, મહારાજ ધીરજ ધરો, સૌ સારૂં થશે.

**મહાત્મા બંચેરશાહ**—અરે બધુ ખરાબ થઇ ચાલ્યું ને હવે શું સારૂં થશે, તારૂં કપ્પાલ!

એવામાં એકાએક સાધુના કપડામાં એક ફકીર જેવો દેખાતો શખસ, "જય રામ! જય રામ! રામ બોલો ભાય રામ! લેંગી ખબર જબ દેંગા બોલાકે" કરીને બુમો પાડતો સેવક નજદીક આવ્યો. સેવકે તેને પુછ્યું, "આપ કોણ હય? ઔર આપ કયા ચાહતે હય?"

ફકીર—બેટા, અમ એક ફકીર આદમી હય. મય ઇદર ફાલ દેખનેકા ધંધા કરતા ઉં. આજ પાંચ દીન હુઆ મેં ભુખા હું. કુચ ખીલાદે, અલ્લાહ તેરા ભલા કરેંગા.

સેવકને તે ફકીર ઉપર દયા આવવાથી ખીસામાંથી એક પૈસો કહાડી તેને આપ્યો અને પછી તેની સાથે વાતચીતમાં ઉંડાણથી ઉતરતાં માલમ પડયું કે તે ફકીર કોઇજ નહીં, પણ મારો મહેતાજી કુબેરદાસ હતો, કે જેણે મને નાનપણથી કેળવણી આપી હતી અને પૈસે તકે ખુવાર થવાથી તથા જીંદગીથી કંટાળી તે હીમાલય પર્વત ઉપર તપ કરવા આવ્યો હતો. તેને મારો હાથ બતાવતા મેં પુછ્યું, "જોતીષ માહરાજ, મારા હાથ જોઇને કહો કે મને મારૂં ફણસવાડીનું ખોયલું રાજ પાછું મલશે કે?"

ફકીર—મને માફ કરજો માહરાજ, તમારા મનમાં કાંઇ ઓછું ના લાવતા, પણ તમારા હાથ ઉપરથી હું કહીં શકુંછ કે તમારી શુકરની દશા પુરી થઇ કુકકરની દશા બેઠીછ. માટે તમારી ફતેહ કોઇ કાળે થશે નહી! તમારા ઉપર સુખને બદલે હંમેશ દુખજ આવશે. તમોને નફાને બદલે સદા નુકસાનીજ થશે, તથા હેરાનગતીજ ભોગવવી પડશે.

મહાત્મા મંચેરશાહ—ના બોલો, જોતીષ માહરાજ, એવું એઠું એઠું ના બોલો. આ બધું સાંભળતાં મારૂં કલેજું કપાઇ જાયછ. પણ યાદ રાખજો કે જયાં સુધી કયાની લોહી આ સત્યવાદી પારસી માહરાજા મંચેરશાહના બદનમાં વહે છે, ત્યાં સુધી આ બાહદુર જરથોસ્તી દુઃખો શહન કરવા તૈયાર છે અને સદા તૈયારજ રહેશે.

ફકીર—શાબાશ! માહરાજ શાબાશ! આ તમારી બાહદુરી જોઇ મારૂં હઇડું પીગલી ચાલ્યું.

મહાત્મા મંચેરશાહ—હા ખરા. તે દીવસે પેલી મુંબઇની ખુદાબક્ષ નાટકશાળાના જરથોસ્તી માલેક ખરશેદજી ખરીયાસુદી મને અત્રે હીમાલય પર્વત ઉપર મલ્યા ત્યારે મેં એવણને રડી તતરી, કાલાવાલા કરી તથા બે હાથ જોડી શેઝદે' કરતા કહયું કે, "ખરશેદજી

શેઠ, મારા જેવા એક કમનસીબ જરથોસ્તી ઉપર દયા કરી તમારી નાટકશાળામાં એક door-keeper તરીકે રાખો" ખરશેદજીબા એ દલગીરી જાહેર કરતાં જવાબ આપ્યો કે, "હમો તો B.A. ને M.A. થયલાઓનેજ door-keeper તરીકે રાખ્યેછ, માટે મને માફ કરજો." યા ખુદા! એક વખતનો કણસવાડીનો રાજા તે ડોરકીપર તરીકે રહે! કોઇ કાલે પણ નહીં!

**મેજર માકુજી**--માહરાજ, તમારૂં કહેવું બીલકુલ વાજબી છે. પણ નામવર તમો બીલકુલ બેફીકર રહો. હું તમોને મદદ કરવા તમારી પાસે છેઉં અને સદા તમારી પડખેજ રેહવસ.

**મહાત્મા મંચેરશાહ**—જીવતા રહો, મેજર માકુજી, જીવતા રહો! જોવ સમજો. હું તમોને નસીબનો બીજો દાખલો આપુંછ. થોડા દીવસની વાત ઉપર, મેં પેલા પારસી પંચાયતનાં સેક્રેટરી ઉપર કાગલ લખી અરજ કીધી કે મારે લાયક કંઇબી કામ સોંપી મને નોકરીમાં રાખો, હું પાંખ્યાઓનો ધંધો કરવાબી તૈયાર છું. પણ સાથી લખાઇ આવ્યું કે હમણા તમારે માટે બીલકુલ જગા નથી. માટે હવે મારે કરવું શું તે કાંઇ સમજ પડતી નથી. જો જીવપર આવી કરવા જાઉંછ તો હીંમત આવતી નથી. આ પર્વત ઉપરથી કુદકો મારવા માગુંછ, પણ છાતી ચાલતી નથી, અને જો........

**મેજર માકુજી**--માહરાજ ધીરજ ધરો, ખુદા ઉપર ભરોસો રાખો, સૌ સારૂં થશે.

ઐસા કોન અભાગ્યા, જો વીશ્વાસે ઔર,
રામ વીના પગ ધરનકુ, કહો કહાં હય ઠોર.

**મહાત્મા મંચેરશાહ**—મારા વફાદાર અમલદાર મેજર માકુજી, હવે તો બા હું તપ કરતાં થાકી ગયોછ, અને ખુદા પાસે એટલું માગું છું કે તે કીરતાર, આ મારી કમનસીબ જીંદગીનો જલદીથી અંત લાવે. પણ મારી એટલી ઉમેદ છે કે હું આ દાગલબાઝ દુન્યા છોડી જાઉં, તે પેહલાં મારી રાજવંશી શેહરી મલી જાંઉ.

**મેજર સાકુજી**—માહરાજ, જરા ધીરજ પકડો. મારી ખાત્રી છે કે વખત જતાં રાણી શેહરબાનું આવીને તમુને જરૂર મલી જશે. માહરાજ, ધીરજના ફલ મીઠાં છે.

**મહાત્મા મંચેરશાહ**—યા ખુદા, તે શુભ દીવસ ક્યારે આવશે!

(એવામાં નવાબ નાદીરખાનના કબજામાંથી નહાસી છુટેલી રાણી શેહરબાનું ફાટેતુટે કપડે સેવક મહાત્મા મંચેરશાહની શોધમાં ત્યાં આવી લાગી.)

**રાણી શેહરબાનું**—ઓ ખોદા, આ કેવી બીહામણી જગ્યા છે. બીચારા મારા રાજવંશી ધણી મહાત્મા મંચેરશાહ અત્રે કેમ રેહતા હોશે અને શું કરતા હોશે!

**મહાત્મા મંચેરશાહ**—(બાજુએ) બીચારા પર્વત ઉપર તપ કરી પોતાની જીંદગીના છેલ્લા દીવસો પસાર કરેછ રે!

**રાણી શહેરબાનું**—"બતાવો! બતાવો! કોઇ મારા સાધુ ધણીને બતાવો!"

એમ બુમ પાડતાં અને આજુબાજુ નજર કરતાં રાણી શેહરબાનુંની નજર સેવક ઉપર પડી, અને એક મોટી ચીચયારી સાથ મારી તરફ ધસી મને મજબુત બગલગીરી કીધી.

**મહાત્મા મંચેરશાહ**—(શેહરાંને અટકાવતાં) અરે ઓ બેવકુફ બાઇ, તુંને એક પરાયા સાધુબાવાને બગલગીરી કરતાં શરમ નહી આવતી કે? હું કોણ છેઉં તે તું મને ઓલખેછ?

**રાણી શેહરબાનું**—જરૂરજ! તમો કોઇજ નહીં પણ મારા અસલ રાજવંશી અને હાલ સાધુબાવા બનેલા ભરથાર મહાત્મા મંચેરશાહ છેત.

**મહાત્મા મંચેરશાહ**—નહીં! નહીં! ઓ નાદાન ઓરત, તું ભુલ કરેછ! હું કાંઇ તારો ભરથાર મંચેરશાહ ફંચેરશાહ નથી. હું તો એક સાધુબાવો છું. (પેલા ફકીર તરફ આંગલી કરતાં) આ ભાઇ તારા ખોવાઇ ગયલા ભરથાર મંચેરશાહ હોશે.

**શેહરબાનુ**—નહી'! નહી'! તમોજ મારા ભરથાર મ'ચેરશાહ છેવ. આ રહયો તમારા નાક પરનો મોટો મસો.

**મહાત્મા મ'ચેરશાહ**—બેશક, મારી વાહલી શેહરાં, હુ'જ તારો રાજવ'શી યાને સાધુબાવો ભરથાર મહાત્મા મ'ચેરશાહ છેઉ', અને આ એવણ આપણા લશ્કરના અમલદાર મેજર માકુજી નેરીયોસ'ગજી છે.

**મેજર માકુજી**—(નમન કરતાં) નમસ્કાર! નમસ્કાર!

**મહાત્મા મ'ચેરશાહ**—અને આપણા બનેના ગોલ્લા બાહર! (શેહરબાનુ' અને સેવકે એકમેકને વાહલથી બગલગીરી કીધી). પણ હુ' એમ પુછુ', પ્યારી શેહરાં, કે તુ' અત્રે કેમ આવી અને તુ'ને કોણે મોકલાવી? અને પેલો મારો કત્તો દુશમન નવાબ નાદીરખાન કેમ છે અને શુ' કરેછ?

**શેહરબાનુ'**—વાહલા મ'ચેરશાહ, તમો મારા વાહલાને તલવારબાજીમાં હરાવ્યા પછી મુવા ચ'ડાળ મગોસે મને ત્યાંથી ઉપાડી લઇ જઇ પોતાના રાજ્ય નાગદેવીમાં નજરકેદ તરીકે રાખી હતી, જ્યાં મે' એક રાત્રે સ્વપનામાં તમો વાહલાને હીમાલય પર્વત ઉપર બેસી તપ કરતા જોયા, જે ખરૂ' માની મે' જેલના રખેવાલને લાલચ આપી નાદીરખાનના કબજામાંથી નહાસી છુટી હુ' તમો આગળ અત્રે આવી લાગીછ. પેલો મુવો હરામખોર નાદીરખાન પગે ગાઉટ તથા ખડી થવાથી મોતને બીછાંને પડયોછ, અને હુ' ધારૂ'છ કે તે કમજાત તો અત્યાર આગમચનો જીઓ પણ કરી ગયો હોશે.

**મહાત્મા મ'ચેરશાહ**—ઓ પરવરદેગાર, તે દહાડા કયારે આવશે? પણ રહેવા દે શેહરાં, એ ક'ગાળ પોતાને મોતે મરશે—

મુ'ગી રહે શેહરાં મારી, રહયો નહીં' બોલવામાં કાંઇ વધુ સાર,
ભલે મરે બુરાંઓ કુતરાંને મોતે, નથી તેની મને જરા એ દરકાર.

**શેહરબાનુ'**—(પેલા ફકીરને બતાવતાં) પણ એમ પુછુ' મ'ચેરશાહ કે આ બીજા સાધુબાવા કોણ છે!

મહાત્મા મંચેરશાહ—એવણને તું નહીં ઓલખતી, શેહરાં! એવણ કેની તે મારા અસલ મહેતાજી કુબેરદાસ, કે જેવણે મને નાનપણમાં બાલપોથી તથા મુળાક્ષર શીખવેલા! એવણબી બીચારા જીંદગીથી કંટાળીને અત્રે તપ કરવા આયાછ. જોની બીચારા કેવા સુકા બુસલા જેવા થઇ ગયાછ તે!

મહાત્મા મંચેરશાહ—શેહરાં! શેહરાં! મારી વહાલી શેહરાં, આજે બબ્બે વરસ થયાં તપ કરતાં તો બાપુ હું ઠાકી ગયોછ. મારો ભલો મીત્ર જરમનીનો કયસર મને દર ટપાલે કાગલ લખી કાલાવાલા કરેછ કે માહત્મા મંચેરશાહ, તમે જો તપ કરતાં ઠાકી ગયા હોવ, તો બેલાસક તમારા family ને લઇને અત્રે હોલેન્ડ ઉપડી આવો. હું તમારે સારૂં બધો બંદોબસ્ત કરશ, અને જો તમોને કંઇ પણ નોકરી જોઇતી હોય તો હું તમો માટે તમારા હીસાબે અને જોખમે એક આંટો દળવાની ઘંટી ખોલાવી આપશ. માટે બીરાદર મંચા, જરા પણ દારસાયા વગર, તારૂં ધૈરજ સમજી જયારે જોઇએ સારે અત્રે ઉપડી આવજે. હું તુંને મારી આંખ ઉપર રાખશ.

મેજર માકુજી—અને માહરાજ, હું પણ તમો સાથે જરમની જવા તૈયાર છું.

માહત્મા મંચેરશાહ—જરૂર, મેજર માકુજી હું જરમન કયસર ઉપર લાગવગ લગાડી, તમોને ઘંટી દળવાપર રખાવી આપશ અને મહારાજ કુબેરદાસ, તમો પણ ત્યાં બેઠાબેઠા માળા જપયા કરજો.

શેહરબાનુ—શું બેતે મંચેરશાહ, તમોબી એક ચાલ્યો ચાલ્યા હોલેન્ડ મર્દ જવા નીકલ્યા? એક તો જી ભરૂં તમારી તબીયત નબલી છે અને હોલેન્ડ જઇને માંદા પડી જશો તો તે કહા આપદા! માટે મારૂં માનો તો મંચેરશાહ, આપરૂ રજવતમાં અહીંજ મગરી રહેવા!

એકાએક મેવકને છાતીમાં દુખાવો થઇ આવવાથી જમીન ઉપર ગટમ પડી રામ નેમ ગોસાંઇ બાપ' બુમાબુમ કરી મુકી.




સેવકે પોતાનો પ્યારો જાન છોડી સીધો બહેસ્તનો રસ્તો લીધો.
(જુવો પાનું ૧૮૮.)

ઓ બાપ રેએએએએ! હું મરી ચાલ્યો રેએએએએ! કોઇ આવો રેએએએએ! મને બચાવો રેએએએએ! શેહરાં! શેહરાં! હવે હું પેલી દુન્યામાં જાઉંછ!

**શેહરબાનું**—મકુંજે મંચેરશાહ, તમે એમ તવલતવલ કાંય કરોછ? કંઇ સમજ પડે! વરી મને મુંકીને કયાં જવા માંગોછ?

**મહાત્મા મંચેરશાહ**—વરી જાય કહાં? મીનોઇ જહાનમાં, ફરેસ્તાઓની સંફમાં, પરી અને પરચાંઓનાં મુકામમાં અને અશો ફરોહરોના રહેઠાણુમાં! ઓ મારી છાતીમાં દુખારો થાયછ! હવે કેમ ખમું! કુબેરદાસ મહારાજ, મારો હાથ જોઇને કહો કે હજુ મારી કાંઇ જીવવાની આશા છે કે?

**ફકીર**—બેઅદબી માફ છે મહારાજ, પણ તમારી છાતીમાં દુખારો થાયછ તે ઉપરથી હું કહી શકુંછ કે હવે વખત જતાં તમો ખાપરી જશો અને સવર્ગે સધાવશો. વાસ્તે નચીંત રહો, ધાસ્તી છોડીને હીમત પકડો.

**મહાત્મા મંચેરશાહ**—શેહરાં, જરા મારી પાસે આવ. હું હવે સદાનો મીનોઇ જહાનમાં સીધારૂંછ—

જાઉંછ મારી વાહલી, હવે હું સીધ્યો બહેસ્તમાં,
સુખથી રેહવશ પરીયો સાથે અપ-ટુ-ડેટ ટેરતમાં.
રાખજે તારા જીવની તું દેખરેખ સંભાળ,
ફરતી ના પેહરી લુંગડાં લત્તાં કંગાળ.
પડતી નાં કાંઇ પારકા મરદની મોહબતમાં,
ભટકતી ના શેહરાં કોઇ બુરાઓની સોબતમાં.
છમસીને દિવસે મુકજે મારૂં સુખડ લોબાન,
સગાંવાહલાંઓને શોક પાલવા ના કરતી દબાણ.
વરસીને દિવસે, કરાવજે મારા વરધવરાં ને ચાપટ,
બપોરે જમજે, તમતમતી ખીચરી ને પાપટ.
તજી ચાલ્યો હવે, હું આપણું પનોતું ઘરબાર,
મલજે મને જરૂર ભવીશમાં ખુદાને દરબાર.

શેહરાં! શેહરાં! મારી મીઠી શેહરાં, તુંને આ છે મારી છેલ્લી સલામ! એ ફણસવાડીના પારસી રાજા મહાત્મા મંચેરશાહ, આંય તારી શી દશા!

(એમ બોલી સેવકે પોતાનો પ્યારો જાન છોડી સીધો બહેસ્તનો રસ્તો લીધો).

**શેહરબાનું**—(રડતાં રડતાં) ઓ ખુદા! અંતે મંચેરશાહ ખલાસ થયા! ખેલ ખતમ અને મંચેરશાહ હજમ, મંચેરશાહ! ઓ મંચેરશાહ!

લટક આપી કહાં ચાલ્યા, મારા રાજવંશી ભરથાર,
બનસે તમો ડીઅર વગર, ઉજડ આપણું ઘરબાર.
કમબખતી બેસસે મારી, થવશ હું ઘણી હાડમાર,
કોણે ધારયું તું કે, તમો આજ છો મરનાર.

બસ! બસ! હવે મારે જીવેલું ફોકટ છે, પણ એક વફાદાર પરણેતર તરીકે મારે મંચેરશાહ પછવાડે બેહસ્તમાં નહીં તો દોજખમાં જવુંજ જોઇએ, નહીં તો વરી એવણ ત્યાં કંઇ નવુંજુનું કરી બેસસે. પેલા કહે તેમ જ્યાં રાજા ત્યાં રાણી, જ્યાં ધણી ત્યાં ધણીયાણી, જ્યાં વર ત્યાંજ બાયડી. બસ, હવે હું મારા ધણીની પછવાડે જાઉંછ. (મેજર માકુજી પાસેથી ખંજર ઝુટવી પોતાના પેટમાં ભોકી દઇ પોતાનો પ્યારો જાન તે કીરતારને અર્પણ કરતાં બોલે છે). "ઓ જુલમી ફાની દુન્યાં, તુંને મારી છેલ્લી સલાંમ!"

છેવટે લાચારીએ મેજર માકુજી તથા પેલો ફકીર કપાલ કુટા હીમાલ્ય પર્વત છોડી સાથી 'રીગલ સીનેમા' તરફનો રસ્તો લીધો.

